"વિચારપુષ્પમાળા," વર્ષ ૩ જું; પુ. ૩-૪.

# સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

( ભાગ ૧-૨. )

ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય

તથા

બાળશિક્ષણવિધિ.

( પતિપત્નીના પત્રવ્યવહારરૂપ પુસ્તક )

લખનાર

ઠક્કર પુરુષોત્તમ નારાયણજી.

( મુંબઈનિવાસી. )

પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા

સંપાદક—"વિચારપુષ્પમાળા"; અમદાવાદ.

કિંમત એક રૂપીઓ.

# પ્રકાશકના બે બોલ.

સદ્દગત ભાઇશ્રી રણજીતરામ વાવાભાઈ મહેતા માનનીય પ્રો૦ ગજ્જર સાથે મુંબઇમાં 'દરિયામહેલ'માં રહેતા હતા ત્યારે આ પુસ્તકની નવી આવૃત્તિ છપાવવાની તેમણે મને ખાસ ભલામણ કરી હતી, અને તેની જૂની એક પ્રત પણ મોકલી હતી. તેઓ ગયા વર્ષમાં છેલ્લા અમદાવાદ આવેલા ત્યારે પણ તેનું મને તેમણે ફરી સ્મરણ કરાવેલું. અર્થાત્ સુશિક્ષિત સ્ત્રીઓને માટે જ ખાસ લખાયેલા આ પુસ્તકની નવી આવૃત્તિના ઉત્પાદક એ ગુર્જર સાહિત્યહિતૈષી ભાઇ જ છે. ગુર્જર વાચકોમાં ઘણે અંશે અજ્ઞાત રહેલા આ પુસ્તકની નવીન પ્રસિદ્ધિ માટે વાચકો એ સદ્દગત ભાઇના આભારી છે.

અમદાવાદમાં પ્લેગનો સખત ઉપદ્રવ પાંચ છ મહીના ચાલવાથી " પુષ્પમાળા "નાં તથા બીજાં પુસ્તકો છપાતાં અધૂરે જ અટકી પડ્યાં હતાં, અને તેથી માળાના કાયમના ગ્રાહકોને લાંબી મુદત રાહ જોવી પડી છે, તે માટે માફી ચાહું છું. આ પુસ્તકની સાથે " પુષ્પમાળા " નું ત્રીજું વર્ષ પૂરૂં થાય છે.

બીજી આવૃત્તિ.] [પ્રત ૧૧૦૦.
સને ૧૯૧૮.

बालानामवरोधयत् कुचरितं सन्मार्गमादर्शयेत् ।
सद्विद्यां च विवेकमाशु हृदये सिंचत्यनायासतः ॥
मातुस्सच्चरितं सुबोधसहितं स्नेहेन संचारयन् ।
मानं मानवतां समानयति यत्तच्छिक्षणं सद्गृहे ॥१॥

In the course of a conversation with Madame Campan, Nadoleon Buonaparte remarked......... ............and said.........*"Be it your care, then, to train up mothers who shall know to educate their children"*—Aime martin.

---

"શ્રી બાલ્યોદય પ્રિન્ટિંગ પ્રેસ"માં જેઠાલાલ દેવશંકર
દવેએ છાપ્યું. ખાડીઆ—અમદાવાદ.

ચોથા વર્ષમાં એટલે ૧૯૧૮ માં જે પુસ્તકો આપવાનાં છે તેની જાહેરાત આ સાથે છાપેલી છે.

યૂરોપીય મહાયુદ્ધને લીધે છાપવાનાં તમામ જાતનાં સાધનો બહુ મોંઘાં થઇ પડયાં છે તેથી "પુષ્પમાળા" નું વાર્ષિક લવાજમ પોસ્ટેજ સાથે સવા રૂપીઓ કરવાની ફરજ પડી છે. તે હાલના અતિશય મોંઘા ભાવના તથા અમારા કામના પ્રમાણમાં બીલકુલ બોજા રૂપ નહિ લાગે એવી સંપૂર્ણ ખાત્રી છે.

લડાઇની અસર પુસ્તકોના સંબંધમાં તો એટલી હદ સુધી પહોંચી છે કે સરકારી વિદ્યાવૃદ્ધિનાં ખાતાંઓ તરફથી સાહિત્યને જે જુજબાજ ઉત્તેજન મળતું હતું તે પણ અટકી પડયું છે. દેશી રાજ્યોની ઘણીક સ્કૂલો કાયમની ગ્રાહક હોવા છતાં લડાઇને લીધે ગ્રાન્ટ કમી થવાને બહાને અટકી પડી છે. આવી સ્થિતિમાં કામ ચાલુ રાખવામાં મુશીબતો ઉપરાંત નાણાં સંબંધી નુકશાન પણ વેઠવું પડે છે; માટે ચાલુ ગ્રાહકો પોતાની પવિત્ર ફરજ સમજી નવા ગ્રાહકો વધારી આપવાની કૃપા કરશે એટલી જ હાલ પ્રાર્થના છે.

જીવનલાલ અમરશી મહેતા
સંપાદક.

# પ્રસ્તાવના.

'**સ્ત્રીકેળવણી** અને તેનો **ઉદ્દેશ**' એ વિષય ઘણાં વર્ષથી અમારા મનમાં નિરંતર ઘોળાયા કરતો અને પરસ્પર વારંવાર તે વિષે ચર્ચા થતી. ઈશ્વરકૃપાથી સંતતિ પ્રાપ્ત થયા પછી તેમને કેળવણી કેવા પ્રકારે આપવી એ વિષય તેમાં વધ્યો; અને નિત્યકૃત્યમાં પગલે પગલે પ્રસંગોપાત અમારી વચ્ચે એ વિશે પ્રશ્નોત્તર થતાં. વળી પુસ્તકો અને વર્ત્તમાનપત્રો વાંચતાં તેમાં સદરહુ તેમજ અન્ય સંસારી વિષયોપર વધારે લક્ષ આપી અમો પરસ્પર વિવેચન કરતાં, અને તેની સાથે આ દેશની ને પશ્ચિમની રીતિ, રૂઢી અને રિવાજની સરખામણી કરી, શું સારૂં અને શું નરસું એનો નિર્ણય કરતાં કરતાં, છેક હમણાં (સને ૧૮૮૭ માં) અમો બહાર ગામ રહેવા ગયાં હતાં ત્યારે, પાછો ત્યાંથી અમારી વચ્ચે વિયોગ પડતાં પણ એજ વિષયપર અમારો પત્રવ્યવહાર ચાલ્યો. પત્રોનો આ જથો યાદગીરી દાખલ સંભાળી રાખવાનું અમે દુરસ્ત ધાર્યું હતું. એક દિવસે તેના પર અનાયાસે હાથ પડતાં એમ લાગ્યું કે, એનો લાભ આપણા દેશના અન્ય જનોને પણ મળે તો ઠીક;

માટે તેમાં કંઇક સુધારો વધારો કરી સર્વે પત્રો એકઠાં કરી પુસ્તકના આકારમાં પાછાં લખી કહાડ્યાં. મિત્રબાંધવોને બતાવતાં પણ એવી સમ્મતિ મળી કે એ જનસમાજના લાભ માટે પ્રસિદ્ધ થાય તો સારૂં. અંતે તે વાતનો નિશ્ચય થતાં આ અમારા અલ્પશ્રમનું પરિણામ પાઠકગણ અને બહુધા પાઠિકાવૃંદને અતિ વિનયથી સાદર કરીએ છીએ.

અણધાર્યું આ પુસ્તક અમારી વચ્ચે પરસ્પરના પત્રવ્યવહાર રૂપ બની આવ્યું છે; તોપણ એવી રીતિ આપણા આર્ય દેશમાં કંઇ આ નવિન થઇ છે એમ નથી. અસલ આર્ષ (ઋષિઓના) કાળમાં તો વિદુષી સ્ત્રીઓ હતી એટલે બ્રાહ્મણ ઉપનિષદાદિ અને ત્યારપછી મહાભારતાદિ ગ્રંથોમાં તેમની વચ્ચે બોધરૂપ સંવાદો પરસ્પર દીઠામાં આવે જ છે. પરંતુ વચલા કાળમાંએ લોલિંબરાજ, કાલિદાસાદિ પંડિતોએ પણ પોતાના વૈદિક અને સાહિત્ય સંબંધી કેટલાક ગ્રંથો પોતાની સ્ત્રીને સંબોધીને રચ્યા છે, તે પણ પ્રસિદ્ધ છે.

આ પુસ્તકના મુખ્ય વિષય બે થવાથી તેના બે ભાગ કરી, પ્રથમ ભાગમાં **સ્ત્રીશિક્ષણનો ખરો ઉદ્દેશ—ગૃહશિક્ષણ,** એટલે માતાએ બાળકને ઘરમાં આપવી જોઇતી કેળવણી, અને **ગૃહકાર્ય,** અર્થાત્ સ્ત્રીએ પોતાનાં ગૃહરાજ્યમાં સુવ્યવસ્થા

રાખવાની જરૂર એ વિષય સમાયેલો છે, અને એજ બે બાબતોમાં સ્ત્રીઓએ પોતાની ઉંચી કેળવણીનો અને સર્વ શક્તિનો ઉપયોગ મુખ્યત્વે કરીને કરવો, અને તેમ ન કરતાં અન્યથા વર્ત્તે તો શી હાનિ થાય, વગેરે સંબંધી કેટલીક બાબતોની પણ સૂચના કરેલ છે.

બીજા ભાગમાં સુશિક્ષિત સુજ્ઞ માતાએ પોતાની કુમળી વયનાં બાળકોને તેમનું શાળાશિક્ષણ પ્રારંભ થતાં સુધી મુખ્યત્વે કરીને અને ત્યારપછી પણ ગૌણપક્ષે ગૃહશિક્ષણ એટલે ઘરમાં કેળવણી ( નીતિની તેમજ વાણી, વિવેક, વિદ્યા આદિની ) વ્હાલથી અને પોતાનાં નિત્યકૃત્યમાં રમત ગમતનું સમ્મેલન કરી તથા વચ્ચે વચ્ચે રમુજ ઉત્પન્ન કરી કેવી રીતે આપવી, અને બાળકનું વલણ બુરી આદતોથી અટકાવી સારી ટેવો તરફ શી રીતે ફેરવવું, તથા બાળક છ વર્ષનું થાય ત્યાં સુધી માતાએ ઘરમાં જ તેને થોડું ઘણું અક્ષરજ્ઞાન સુગમતાથી કેમ આપવું, એ વગેરે બાબતોની, અર્થાત્ **બાળશિક્ષણવિધિ** સંબંધી કેટલીક સૂચનાઓ કરેલ છે.

આ પત્રોમાં જે સૂચનાઓ કરેલ છે તે જો કે સંપૂર્ણ નહિં હોય, તોપણ જે જે બાબતો અમારા અનુભવમાં આવી છે તે તથા બહારના પ્રસંગોથી સૂઝી આવી છે તે સર્વેનો સમાવેશ ઘણું કરીને થઈ ગયો છે.

દોષને પાત્ર પ્રત્યેક વ્યક્તિ છે, માટે દોષપર નજર દરગુજર કરી સુજ્ઞજન ગુણ ગ્રહણ માત્ર કરશે એવી આશા છે; અને આ પત્રોમાં સમાયલી અમારી અલ્પમતિથી ઉત્પન્ન થયેલી સૂચનાઓનો લાભ લેશે તો તેથી જ અમારો આ લઘુ શ્રમ સાર્થક થયો સમજીશું.

છેવટ, પ્રખ્યાત અંગ્રેજી વિદ્વાન ડૉ. સૅમ્યુઅલ સ્માઇલ્સના "કેરેક્ટર" નામના પુસ્તકમાં અમારા વિષયને પુષ્ટિ મળે એવા અનેક વિચારો ભરપૂર છે, પરંતુ મુખ્યત્વે કરીને બીજા પ્રકરણમાંથી 'ગૃહશિક્ષણ' ( Home Education ) ને લગતા કેટલાએક ફકરાઓનો સાર આમાં ગ્રહણ કર્યો છે, માટે એ વિદ્વાનનો અને પોતાની તરફથી તથા પ્રજાજન જેઓ આ પુસ્તકદ્વારા એ ફકરાઓનો હેતુ સાર્થક કરશે તેમની તરફથી અત્રે ઉપકાર માન્યા વગર અમારાથી રહેવાતું નથી. તેમજ આ પુસ્તક પ્રજાના લાભને માટે પ્રસિદ્ધ થવામાં ઉત્તેજન સહિત અગાઉથી આશ્રય આપનાર સર્વે ઉદાર સદ્‌ગૃહસ્થોનો ઉપકાર માની ગ્રંથને અંતે તેમનાં નેક નામોની ટીપ આપીએ છીએ.

મુંબઈ,
આશ્વિન, સંવત્ ૧૯૪૪
અક્ટોબ્બર, સને ૧૮૮૮

લિ. પુરુષોત્તમ નારાયણજી
તથા તેમની પત્ની
સૌ૦ કેસરબાઈ.

# સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

## અનુક્રમણિકા.

### ભાગ ૧ લો—ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય.

પત્ર ૪ થું—આર્યોમાં અસલ બાળલગ્ન નહિં થતાં, વચ્ચેના જુલમી રાજ્યોમાં બાળલગ્નની પડેલી ફરજ, બાળલગ્ન નહિં કરવા માટે સુશ્રુતનું પ્રમાણ, બાળલગ્ન ટળતાં સુધી સ્ત્રીવિદ્યાવૃદ્ધિના ઉપાય,—૧ લો ઉપાય-કન્યાઓને ન્હાની વયે ગૃહશિક્ષણ આપવું, ૨ જો ઉપાય-કન્યાઓને સારૂ જૂદી પુસ્તકમાળા રચવી, ૩ જો ઉપાય-શીખેલી કન્યાને ગુણવાન શીખેલા પુરૂશ વેરે પરણાવવી, પોતાના ઘરમાં ગૃહશિક્ષણનો દાખલો આપવો.

પત્ર ૫ મું—બાળલગ્ન વિરૂદ્ધ મનુસ્મૃતિનું પ્રમાણ, ગૃહશિક્ષણ, માતાની મુખ્ય ફરજ.

પત્ર ૬ ઠું—ઘરકુટુંબ, બાળકની પ્રથમ કેળવણીનું ઉત્તમ સ્થાન, સરકારી કાયદા ઘરકુટુંબના કાયદાની નકલ છે, જનમંડળનું બંધારણ ગૃહશિક્ષણથી ઘડાય છે, ગૃહશિક્ષણની શરૂઆત બાળક જન્મતાં થાય છે, મનુષ્યના જ્ઞાનનો પાયો બાળપણમાં રચાય છે તે વિશે લૉર્ડ બ્રોહામનું મત, મનુષ્યવર્તનની કેળવણી બાળવયમાં જ મળે છે, સારૂં કે નરસું ઘર તેના (સ્ત્રી) તંત્રી પર આધાર રાખે છે, ઉત્તમ ઘર તે જ કે જેમાં સુનીતિનું શિક્ષણ મળે છે, નરસા સહવાસથી અનાયાસે તેવું જ વર્ત્તન ઘડાય છે, બાળકનો સ્વભાવ અનુકરણ કરવાનો હોય છે, માતા, બાળકના અનુકરણનો પ્રથમ નમુનો.

**પત્ર ૭ મું**—સુજ્ઞ માતા સો મહેતાજીઓનો અર્થ સારે છે, શિખામણ કરતાં દૃષ્ટાંત શ્રેષ્ઠ છે, બાળકના વર્ત્તનપર બાપના કરતાં માતાની અસર અધિક છે: માતાનાં પ્યાર અને સત્તાની મનુષ્ય વર્ત્તન પર અસર, ઘરમાં સારી સ્ત્રીની સત્તા એ દુનિયાની ઉન્નતિનું કારણ, બીજા શિક્ષકો કરતાં માયાળુપણું એ સ્ત્રીજાતિમાં અધિકતા છે, સારૂં ઘર એ સભ્યતાની ઉત્તમ નિશાળ છે, અને સ્ત્રી એ તેમાં અભ્યાસ કરાવનાર શિક્ષક છે; મનુષ્યનું ઉચ્ચ વર્ત્તન બાપ કરતાં માથી વિશેષ ઘડાય છે, સ્ત્રીઓનાં આ મહત્કૃત્યની નોંધ મહાપુરૂષોની માફક કવચિત જ લેવાય છે, તોપણ સર્વ મહાપુરૂષો માતાઓથીજ શિક્ષણ પામ્યા છે.

**પત્ર ૮ મું**—માતાઓ થકી શિક્ષણ પામેલા મહાપુરૂષોનાં દૃષ્ટાંત—નેપોલિયન બોનાપાર્ટ, સેન્ટ ઑગસ્ટાઇન્, ડૉ. સૅમ્યુઅલ્ જૉન્સન્, પ્રથમ અંગ્રેજી કોષ રચનાર, જ્યૉર્જ વૉશિંગ્ટનની માતા, ગૃહકાર્યમાં વિરલી, ડયુક ઑવ વિલિંગ્ટન્; માજી પ્રેસિડેન્ટ આડમ્સ, રાજ્યાધિકારીયો, કવિયો, ગ્રંથકારો, ચિત્રકારો વગેરે અનેક મહાપુરૂષો માતાના ગૃહશિક્ષણના આભારી છે.

**પત્ર ૯ મું**-ગૃહશિક્ષણ ને ગૃહકાર્યનો નિકટ સંબંધ, ઘર એ માનવરત્નો ઉપજાવવાનું ઉત્તમ સ્થાન, તેમાં સ્ત્રી રૂપી તંત્રીએ ધારણ કરવા જોઇતા ગુણ—ધૈરય્ય, સમય પાલકતા,

અગમ બુદ્ધિ, સ્ત્રીને ગૃહકાર્યમાં મનની કેળવણીની જરૂર-ગણિત, માતાનો પ્યાર-તેને મનની ને નીતિની કેળવણીની આવશ્યકતા; તન, મન, અને નીતિની સંપત્તિનો આધાર કુદરતી નિયમો પર છે; સ્ત્રીઓમાં કુદરતી નિયમોના અજ્ઞાનથી ગેરફાયદા.

પત્ર ૧૦ મું—પુરુષની પેઠે સ્ત્રી પણ સર્વ કેળવણી લેવાને યોગ્ય છે; (પશ્ચિમ તરફ) સ્ત્રીકેળવણી વિષે કોતા અને વિપક્ષે જ્યાદે વિચાર; કેળવાયલી બુદ્ધિ સ્ત્રીને ગૃહકાર્યમાં કેટલી મદદ કરે છે; ઉત્તમ સ્ત્રીકેળવણીની ઉંચી દેશાજનતા માટે આવશ્યકતા; કારણ, ગૃહશિક્ષણનો સર્વ આધાર સ્ત્રીકેળવણી પર છે; મનની કેળવણી સાથે નીતિની કેળવણીનો નિકટ સંબંધ.

પત્ર ૧૧ મું—નીતિની કેળવણી વિના મનની કેળવણી અધૂરી ગણાય છે. અધૂરી કેળવણી નુકસાનકારક છે; પ્રાચીન આર્યોની નીતિની સ્થિતિ; સાત્વિક અને નિવૃત્તિની પ્રકૃતિ ઉત્તમ આર્યનીતિનું કારણ; પાશ્ચ્યાત્યોની પ્રકૃતિ રાજસી અને પ્રવૃત્તિની છે; અયોગ્ય સ્વાતંત્ર્ય સ્ત્રીઓની નીતને નુકશાનકારક છે; સ્ત્રીઓએ સદા સ્વતંત્ર ન રહેવા વિષે મનુસ્મૃતિના શ્લોક; સ્ત્રીસ્વાતંત્ર્યનો ખરો અર્થ.

પત્ર ૧૨ મું—(આ પાછલા) વિષયો પર સ્ત્રીએ માતા દાખલ મનન કરવું; સ્ત્રીને ઉંચી (પાઠશાળાની) કેળવણી કેમ, કેવી ને કેટલી આપવી તે વિષે પ્રશ્ન.

**પત્ર ૧૩ મું**—ગૃહશિક્ષણ અને ગૃહકાર્યને અર્થે ઉંચી સ્ત્રીકેળવણીની જરૂર; સ્ત્રી તથા પુરૂષની ઉંચી કેળવણી જૂદી જૂદી હોવી જોઇયે; સ્ત્રીઓને ઉંચી કેળવણી આપવામાં નડતાં વિઘ્ન; પુરૂષોને પણ કુટુંબનો બોજો તેમને ઉંચી કેળવણીથી અટકાવે છે. આર્ય કુટુંબે ( ભાઈ ભિત્રાઈ વગેરે ) એકત્ર રહેવાનો ચાલુ રિવાજ કેળવણીમાં મદદ કરે છે; એ રિવાજ લૂપ્ત થવાની ધાસ્તી—ગરીબોને હાનિ; સંતતિ પછી સ્ત્રીઓની કેળવણી અટકે છે—ગૃહકાર્યની ફરજ ઘટે છે; પ્રાચીન આર્યો બ્રહ્મચર્ય લાંબો વખત પાળી શકતા; સ્ત્રીઓની ઉંચી કેળવણી માટે તુરત ઉપાય; ખાનગી પાઠશાળાઓની જરૂર–તેથી થતા લાભ; સ્ત્રીઓની પદ્ધતિ માટે અગત્યની સૂચનાઓ; પાઠશાળાઓમાં ( સ્ત્રીઓ તેમજ પુરૂષોનીમાં ) દેશી ભાષાઓ ચાલુ રાખવી; સ્ત્રીયોની પાઠશાળાઓમાં ઉંચી કેળવણીના વિષયો; પાઠશાળામાં ચાર છ વિષયો સાથે શિખવવાનો કઢંગો રિવાજ; પ્રાચીન આર્ય સ્ત્રીઓની ઉંચી કેળવણી માટે મનુસ્મૃતિનું પ્રમાણ; સ્ત્રીકેળવણીનો ખરો ઉદ્દેશ—ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય.

**પત્ર ૧૪ મું**—સ્ત્રીઓએ ગૃહકાર્ય તથા ગૃહશિક્ષણ તજી પુરૂષોની પેઠે બહારનાં કામોમાં પ્રવૃત્ત થવાથી થતાં નુકશાન—ઘરકુટુંબમાં થતી ખુવારી, ગૃહશિક્ષણનો લોપ, અને નીતિનો

લાગણીઓ પર થતી માઠી અસર; (ફ્રેન્ચ રેવોલ્યુશન)—સ્ત્રીઓની પવિત્ર ગૃહસત્તાવગ્નાનું પરિણામ; પહેલા નેપોલિયનની ગૃહશિક્ષણ વિષે સૂચના; સ્ત્રીકેળવણી એજ પુરુષકેળવણીનું મૂળ તથા જનમંડળની ઉન્નતિનો મૂળ પાયો; સ્ત્રીઓએ પાકશાસ્ત્ર જાણવાની જરૂર–તેથી દેશને લાભ; સ્ત્રીઓ બહારનાં કાર્યો કરવાને કુદરતથી નિર્માણ થયેલ નથી તે વિષે પૂર્વ પક્ષ.

પત્ર ૧૫ મું—સ્ત્રીઓ બહારનાં કાર્યો કરવાને કુદરતથી નિર્માણ થયેલ નથી તે વિષે શંકા અને પ્રશ્ન.

પત્ર ૧૬ મું—જેમ સ્ત્રીઓ બહારનાં કાર્ય નહિં પણ ગૃહકાર્ય કરવાને નિર્માણ થયેલ છે, તેમ પુરુષો પણ ઘરનાં નહિં, પણ બહારનાં જ કાર્ય કરવાને નિર્મિત છે,—તે વિષે વિચાર; પુરુષોની બરોબરી કે સરસાઈ કરવાની સ્ત્રીઓની વ્યર્થ ઇચ્છા; સ્ત્રીઓની સરસાઇ તેમની ગ્રહસત્તામાં જ સમાયલી છે; પુરુષોનાં કામો કરવાની સ્ત્રીઓની ઇચ્છા; પુરુષોનાં અને સ્ત્રીઓનાં ખાસ મુખ્ય કામો; સ્ત્રીપુરુષોનાં સામાન્ય અને ગૌણ સ્ત્રીપુરુષો પોતપોતાના ખાસ ગુણો ને ખાસ કાર્યોને લીધે પરસ્પર સહાયક થવા સરજેલાં છે; પુરુષો સ્ત્રીઓનાં ખાસ કાર્યો સંપૂર્ણ રીતે કરી શકે નહિં; તેમજ સ્ત્રીઓ ખાસ કામો કરવાને નિર્મિત નથી; સ્ત્રીપુરુષોમાં સામાન્ય ને ગૌણ કામો પરસ્પર

બન્ને કરી શકે છે; વિવાહિત સ્થિતિ સ્ત્રીઓને બહારનાં કાર્યો કરતાં અટકાવે છે; તે છતાં સ્ત્રીઓ બહારનાં કાર્યો કરવા જાય તો નુકશાન વેઠે; સ્ત્રીપુરૂષો પોતપોતાની સગવડે પરસ્પરનાં કામોમાં મદદ કરી શકે; માતાનું કામ દાઈ કે ચાકરથી પરિપૂર્ણ થાય નહિં; માતા જ ગૃહશિક્ષણાદિથી માનવ રત્નો ઉત્પન્ન કરી શકે; માટે સ્ત્રીજાતિ પુરૂષથી પૂજ્ય, મનુસ્મૃતિનાં વચન.



## ભાગ ૨ જો—બાળશિક્ષણવિધિ.

પત્ર ૧ લું—પ્રવેશક; બાળક જન્મતાં વાર માતાની નિશાળમાં પ્રવેશ કરે છે.

પત્ર ૨ જું—બાળકનું વળણ માતાએ સવળી તરફ દોરવું; બાળકની લાગણીઓ સતેજ રહે તેવો પ્રયત્ન કરવો; બાળક ન્હાની વયમાં ઘણું જ્ઞાન પ્રાપ્ત કરે છે; ન્હાનાં બાળકની જિજ્ઞાસા ને પૃચ્છક બુદ્ધિને ઉત્તેજન આપવું.

પત્ર ૩ જું—બાળક ત્રીજે વર્ષે આપેલી કેળવણી લેવાને યોગ્ય થાય છે; બાળક પોતાની આસપાસના બનાવોની છાપ ન જણાય તેમ મનમાં લે છે; આ વાતની અજ્ઞાનતાથી

માબાપની ગૃહશિક્ષણમાં બેદરકારી; તેથી બાળકની ન્હાની વય વ્યર્થ જવાનો સંભવ; ઘરના માણસોની તેમજ પાડોશીઓની કુટેવો વગેરેથી બાળકને સંભાળવું; ગૃહશિક્ષણની જરૂર; તે કેમ આપવું તે વિષે પ્રશ્ન.

**પત્ર ૪ થું**—બાળકની કેળવણીની શરૂઆત કેવી રીતે કરવી; બાળકને વ્હાલથી વર્ત્તાવવું; બાળકને જ્ઞાનયુક્ત નિર્દોષ રમત રમાડવી; બાળકની કૃતિ તથા વાણીની કુટેવો પડવા ન દેવી અને પડે તો યુક્તિથી સુધારવી; બાળકને અવલોકન માટે તથા સ્વચ્છ હવા માટે ફરવા લઇ જવું.

**પત્ર ૫ મું**—બાળકેળવણી વિષે પોતાનો અનુભવ; બાળકની ન્હાનપણની કેળવણી માટે વિશેષ સાત સૂચનાઓ.

**પત્ર ૬ ઠું**—મજકુર સાત સૂચનાઓ વિષે ખુલાસાથી વિવેચન–બાળકની પાણીથી રમવાની ટેવ કેમ સુધારવી; પાણીના સ્વાભાવિક ગુણના અખતરા કરી રમાડવું; બાળકનું વલણ તપાસી તેનો સવળો લાભ લઇ લેવો; બાળકની મિષ્ટાન્ન ખાવાની ટેવનો ઉપાય; મધ, ઘી, વાવડિંગની માત્રાનો યુક્તિ ભરેલો ઉપયોગ.

**પત્ર ૭ મું**—બાળકને અકસ્માતથી બચાવવાને અગમચેતી રાખવી; ઘરની સર્વે વસ્તુઓ વ્યવસ્થિત રાખવી ને રખાવવી,

બાળકની ટેવ પણ વસ્તુઓ વ્યવસ્થિત રાખવાની પાડવી: વ્યવસ્થાથી થતી કરકસર અને બીજા ફાયદા.

**પત્ર ૮ મું**—માણસને ઉત્તમ વાણીની કેળવણી બાળપણથી જ મળવી જોઇએ; કેળવાયલા માબાપ કને સુવાણીનો લાભ: બાળકની સ્વાભાવિક ઉચ્ચારણ શક્તિમાં ઉત્તેજન આપવું: બાળકને સહેલા શબ્દો બોલતાં શિખવવા; બાળકની વાણી શુદ્ધ, સભ્ય, સત્ય અને મીઠી બનાવવી.

**પત્ર ૯ મું**—બાળકને નીતિયુક્ત ન્હાની ન્હાની કહાણીઓ સંભળાવવી; બાળકને રાગ કહાડીને બોલવું ને સાંભળવું બહુ ગમે છે; શિખામણની વાત, બોધવચન વગેરે ન્હાની વયમાં રાગ કાઢી શિખવવાં; બાળકની આગળ માતાએ નીતિ, ઉપાસનાની કવિતાઓ ગાવી.

**પત્ર ૧૦ મું**—ન્હાનાં બાળકને અક્ષરજ્ઞાન સુગમતાથી કેમ આપવું તે વિષે પ્રશ્ન.

**પત્ર ૧૧ મું**—બાળક ત્રણથી ચાર વર્ષની વચ્ચે એકાક્ષરી શબ્દ વાંચી શકે છે; એકાક્ષરી શબ્દ શિખવવામાં જાડાં છૂટાં પાનાં (કાર્ડ)નો ઉપયોગ કરવો; એકાક્ષરી શબ્દોનાં વાક્યો રચી વંચાવવાં.

**પત્ર ૧૨ મું**—મજકુર બતાવેલી રીતિથી બાળકને રસ

પડે છે ને તુર્ત શીખે છે તે વિષે અનુભવની વાત: વાંચતાં બાળક રાગ કાઢીને વાંચે નહિં તે વિષે સૂચના.

**પત્ર ૧૩ મું**—ત્યાર પછી બાળકને સહેલા અમુક બે અક્ષરના શબ્દો શિખવવા; દ્વયક્ષરિ શબ્દો કેવા ને કેમ શિખવવા: એકાક્ષરી તથા દ્વયક્ષરી શબ્દોનાં વાક્યો રચી શિખવવાં.

**પત્ર ૧૪ મું**—વાક્ય રચેલાં તૈયાર રાખવા વિષે વિનંતિ; ત્યાર પછી મૂળાક્ષર, બારાખડી તથા દશ આંકડા શિખવવા વિષે પ્રશ્ન.

**પત્ર ૧૫ મું**—એકાક્ષરી તથા દ્વયક્ષરી શબ્દો બાળક શીખ્યા પછી તેને મૂળાક્ષર શીખવા સહેલા પડશે; તે ક્રમમાં બોલતાં વાંચતાં શિખવવાની યુક્તિ; ત્યાર પછી બારાખડી શિખવવી; તથા દશ આંકડા પણ શિખવવા, તેની યુક્તિ; ત્યાર પછી બાળકને મૂળાક્ષર, બારાખડી તથા દશ આંકડા લખતાં કેમ શિખવવા; છેવટ સહેલા જોડાક્ષર, બાળબોધ લિપિ, (દ્વિજને માટે) ગાયત્રી મંત્ર, વગેરે છ વર્ષની અંદર પૂરાં થશે; માતાના ગૃહશિક્ષણરૂપી ઉદરમાં પોષાઇ આર્યો ઉપનયન સંસ્કારથી દ્વિજપદને પામે છે; સમાપ્તિ—**ઇશ્વર, માતાઓને ગૃહશિક્ષણ માટે સુબુદ્ધિ આપો !**

---

# “ વિચારપુષ્પમાળા. ”

## ( વાર્ષિક લવાજમ—સવા રૂપીઓ. )

**આ પુષ્પમાળાના ચોથા વર્ષમાં** એટલે સને ૧૯૧૮ ની સાલમાં નીચેનાં પુસ્તકો આપવાનાં છે:—

(૧) **સુશિક્ષિત સ્ત્રી**—બાળકોની ગૃહકેળવણીનો આદર્શ—સ્ત્રીઓએ પોતાનાં બાળકોને તે નિશાળે જવા યોગ્ય થાય તે દરમિયાન ઘરમાં કેવી રીતે કેળવવાં તે વિષયમાં વાર્તારૂપે આ પુસ્તક અત્યુત્તમ થશે.

(૨) **ગૌતમબુદ્ધ** અને તેના જીવન ઉપરથી લેવાનો બોધ.

(૩) **દાનવીર જે૦ એન૦ ટાટાનું જીવનચરિત્ર.**

(૪) **સુખ-શાન્તિવિચારણા.**

ઠે. પીરમશારોડ, અમદાવાદ. — **જીવનલાલ અમરશી મહેતા,** સંપાદક.

---

**તા૦ ક૦—આ પુષ્પમાળાના બીજા વર્ષનાં** બધાં પુસ્તકો પાકી બાંધણીથી સાથે બાંધેલાં તથા **સને ૧૯૧૭ ની સાલનાં** છૂટાં પુસ્તકો પણ નવા ગ્રાહક થનારને રૂ. સવાથી મળશે. છૂટક પુસ્તક લેનાર પાસેથી છાપેલી કીંમત લેવાય છે.

# સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

## ભાગ ૧ લો-ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય.

### પત્ર ૧ લું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના વૈશાખ શુદિ ૮ રવિવાર,
તા૦ ૧ લી મે ૧૮૮૭.

**પરમ પ્રિય પ્રાણપતિ!**

**શ્રી મુંબઈ.**

આપ પ્રસંગોપાત મારી આગળ ઘણીવાર કહેતા કે "આગળ કેટલાંએક વર્ષ ઉપર આપણા દેશમાં એવો સવાલ ઉઠતો હતો કે 'પુરૂષે ભણીને શું કરવું?' પરંતુ કેળવણીનો પ્રચાર વધ્યા પછી તે વાત હવે સાધારણ થવા માડી છે; અને હવે એવો સવાલ જ્યાં ત્યાં કરવામાં આવે છે કે 'સ્ત્રીઓએ ભણીને શું કરવું?' આના જવાબના પેટામાં એટલે **ગૃહકાર્ય અને ગહશિક્ષણ** વગેરે સ્ત્રીશિક્ષણના મુખ્ય ફાયદા

ગણી બતાવતાં આપ આ દોહરો મને વારંવાર કહી સંભળાવતા કે "કહે નેપોલિયન 'દેશને કરવા આબાદાન, સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.'" અને તેજ વખતે ચાણાક્યમાંનો આ શ્લોક પણ મને યાદ આવતો—माता वैरी पिता शत्रुर्याभ्यां बालान पाठिताः। सभामध्ये न शोभंते हंसमध्ये बकायथा॥ એટલે જે માબાપ પોતાનાં બાળકોને ભણાવતાં નથી તેઓ બન્ને તમનાં શત્રુ થાય છે; કેમકે તે બાળકો મ્હોટાં થતાં જેમ હંસોમાં બગલા શોભતા નથી તેમ તેઓ સભામાં શોભતા નથી (અને નીચું જોવું પડે છે)— મતલબ કે બાળકનું રક્ષણ અને શિક્ષણ એ ન્હાનપણમાં જેવું માથી થાય છે તેવું બીજા કોઇથી થતું નથી.

ખરી વાત છે કે બાળક પાંચથી છ વર્ષની વયનું થતાં સુધી તે તદન લાચાર, અજ્ઞાન અને વિના મદદે કંઈ પણ ન કરી શકે એવી હાલતમાં હોય છે. બાળક છ વર્ષનું થયા પછી પિતા અથવા હરકોઇ પણ તેનું રક્ષણ કરી શકે છે અને એ વય પછી તે

નિશાળે જવા માંડે છે તો તેનું શાળાશિક્ષણ પણ ગુરૂને હાથે અને પિતાની દેખરેખ નીચે ચાલી શકે છે; પણ બાળક જન્મે છે ત્યારથી તે પાંચ છ વર્ષનું થતાં સુધી તો માતાની દાઝ અને સહનશીલતા જેવી તેની સંભાળ લે છે તેવી બીજાથી લેવાતી નથી.

હવે એ ઉપરથી આપનું કહેવું એમ કે એ વયમાં જ્યારે બાળકનો સર્વે આધાર માતાની ઉપર છે, ત્યારે માતા પોતાની ફરજ શું છે તે જો બરાબર રીતે ન જાણતી હોય તો તે ખરેખર પોતાની ફરજ બજાવવામાં પછાત પડે છે, અને તેથી બાળકનું જીવતર જેવું નિવડવું જોઇએ તેવું નિવડતું નથી; અથવા તેમાં ઘણી વાતની ખામીઓ રહે છે. કદાચ કોઈ એમ કહે કે 'બાળકનું રક્ષણ તો માતાની અંદર તેને માટે સ્વાભાવિક દાઝ હોવાને લીધે દુનિયામાં સામાન્ય રીતે સુધરેલ કે જંગલી હરેક દેશમાં ને હરેક કોમમાં નિવ્યું જાય છે;' અને કોઇ કહેશે કે 'શિક્ષણ તે એ વયમાં શું અપાય ?' પણ જે દેશમાં

વિદ્યાની કેળવણીનો પ્રચાર છે તે દેશમાં એ બન્ને બાબત ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે; અને સર્વ દેશ ને સર્વ કાળમાં અનુભવ અને બુદ્ધિથી, પ્રચાર અને રિવાજથી સાબીત થઇ ચૂકયું છે કે સ્ત્રીકેળવણી એ જ પ્રજાને શ્રેષ્ઠ બનાવવાનો મુખ્ય પાયો છે; અને જો માતા જ્ઞાનવાનહોય છે તો બાળકને તેનો લાભ પૂરતી રીતે આપી શકે છે. આ બધી બાબતોનું વિસ્તારથી વિવેચન કરીશ એમ વારંવાર આપ મારી આગળ કહેતા. વળી બાળકનું રક્ષણ સારી રીતે માતાએ કેમ કરવું તેને માટે બાળરક્ષણ વિધિ વગેરે વૈદક સંબંધી અને બાળકની મહાવજત સંબંધી પુસ્તકો મારા વાંચવામાં આવેલ છે; પણ ન્હાની વયમાં બાળકને માતાએ શું અને કેમ શિક્ષણ આપવું એ વિષે હજી સુધી મેં કયાંય પણ વાંચ્યું નથી. અને આપ 'તે વિષે રમુજી રીતે સમજણ આપીશ' મએ પણ મારી આગળ ઘણી વાર કહેતા. પણ તેમ કરવાનો પ્રસંગ આપને પાછો મળ્યો નાહ, એટલામાં

આપનું એકાએક મુંબઇ જવું થયું. અત્યાર સુધીમાં આપણો વિયોગ કોઈ દિવસે પડેલ નહિ, તેથી આપની શિક્ષણરૂપ વાણીનો લાભ મને નિરંતર મળતો; અને હમણાં પણ તેથી વિમુખ રહેવા ઇચ્છતી નથી, માટે વિયોગમાં પણ ઉપલી બાબતોની સમજણ આપવાને બહાને તે લાભ મને પત્રદ્વારા આપવાનું ચાલુ જ રાખશો, એવી આશા રાખું છું.

કાર્ય થયું કે તુરત પાછા આ તરફ સિધાવવાની પેરવી રાખશો; કારણ કે આપની તબિયત અચાનક બગડી આવવાની મને ઘણી ફિકર રહે છે. મારી તથા ન્હાના અને મોટા ભાઇની તંદુરસ્તી હાલ ઠીક છે, તેની ચિંતા કરશો નહિ. મ્હોટાભાઇ (ચતુર્ભુજ)-નો બાંધો જરા નબળો હોવાથી તેના પર વધારે અભ્યાસનું દબાણ હાલ કરતી નથી; અને ન્હાના-(હંસરાજ)ને એકાક્ષરી શબ્દોની જેટલી શરૂઆત આપની રૂબરૂ થયેલ છે તેટલી જ તાજી રાખવાનો પ્રયત્ન કરૂં છું. હાલ અત્રે ગરમી બહુ પડે છે તેથી

વિશેષ શ્રમ થઇ શકે એમ છે નહિ, માટે દબાણ રાખતી નથી.

આ પત્રનો ઉત્તર તુરત લખશો. એજ વિનંતિ.

લિ૦ નિરંતર આપના ચરણની દાસી

કેસર

ના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

---

## પત્ર ૨ જું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના વૈશાખ શુદિ ૧૦ ભોમે,

તા. ૩ જી મે ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતિ !

શ્રી રામ.

તમારો તા૦ ૧ લી મેનો કાગળ મને ગઇ કાલે પહોંચ્યો. આ પત્ર તમારા સાધારણ પત્રોથી કંઇક જુદી જ બાબત પર મારૂં ધ્યાન ખેંચે છે. જે સવાલ તમે કરેલ છે તે ખરેખર ઘણો અગત્યનો છે, અને તે વિષે પ્રથમ પત્રમાં પ્રસ્તાવના રૂપ કેટલુંક કહી,

પછી ગૃહશિક્ષણ અર્થાત્ બાળકને ઘરમાં કેળવણી આપવી તે અને ગૃહકાર્ય, એ સ્ત્રીઓના મુખ્ય ધર્મ છે અને તેને જ માટે સ્ત્રીકેળવણીની ઘણી જરૂર છે, અને તેમાં જ સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ થવો જોઇએ, કે જેમાં દેશની ને દુનિયાની ઉન્નતિનું મૂળ સમાયલું છે, તે વિષે અને તેને લગતી કેટલીક બાબતો વિષે પ્રથમ ભાગમાં દર્શાવી, બીજા ભાગમાં બાળશિક્ષણવિધિ એટલે માતાએ ન્હાનપણમાં-૬ વર્ષની અંદરનાં પોતાનાં બાળકને રમતગમત સાથે કેવું અને કેમ શિક્ષણ આપવું તે વિષે વિવેચન કરીશ.

આજકાલ આપણા લોકોની સમજ એવી જ છે કે પાંચ છ વર્ષનું બાળક થાય ત્યાં સુધી તો તેને કંઇ પણ કેળવણી આપી શકાય જ નહિ; અને તેથી કરી તેને રમતું રખડતું મ્હેલું મૂકી દે છે. જે કાળમાં તેની અંદર કેળવણીનું બી રોપાવું જોઇએ છે, અને જે કાળમાં તેના બુદ્ધિરૂપી અંકુરપર સુશિક્ષણ રૂપી સ્વચ્છ જલસિંચન કરી, તેને સુકાવા ન દેતાં, સજીવન

રાખવાની જરૂર છે; તે કાળ વ્યર્થ જાય તો પછી આગળ જતાં બાળકના હક્કમાં અને તેથી અંતે આખી પ્રજાના હક્કમાં કેટલો ગેરફાયદો થાય છે; અને જો એ કાળનો સદુપયોગ થયો તો દેશ કેવી આબાદી ભોગવે છે અને તેમાં કેવાં રત્નો ઝળકી નિકળે છે, તે જગતના ઇતિહાસ ઉપરથી આપણને સહજ માલમ પડે છે. શું આપણા પ્રાચીન આર્યાવર્તમાં ધ્રુવ, પ્રલ્હાદ, શુકદેવ, શ્રીકૃષ્ણ, આદિ મહાન્ યોગી થઇ ગયા તે છેક બાળપણના શિક્ષણ વગર થયા છે? અલબત તેમના પૂર્વ સંસ્કારનો અંકુર તો ખરો; પણ તેને ઉગી નિકળવાનાં સાધન પણ મળેલ ખરાં. તેમાં માતાનો બોધ એ મુખ્ય સાધન હતું. રામ અને તેમના પુત્ર લવકુશ એમને પણ ન્હાનપણમાં માતાનું શિક્ષણ મળેલ. પ્રાચીન કાળમાં ભરતખંડમાં એ પ્રચાર જ હતો કે બાળકને પાંચ છ વર્ષનું થતાં સુધી માતા તરફનું સુશિક્ષણ મળ્યા પછી તેને ગુરૂ કે આચાર્યને હાથમાં સોંપતા. નહિ તો તે વગર વ્યાસ,

વાલ્મીકિ, ને વશિષ્ઠ, જનક, ને જૈમિની, કણાદ, ને કપિલ, ગૌતમ અને ગર્ગ જેવા મહાવિદ્વાન્ પુરૂષો, જેઓએ અચળ કીર્ત્તિસ્તંભરૂપ સૂત્રો બાંધી સંસાર પર ઉપકાર કર્યાં છે, તેવા ઉત્પન્ન થાત નહિ.

ગાર્ગી ને મત્રેયી, કૌશલ્યા ને કુંતિ, અહલ્યા ને દ્રૌપદી, સીતા ને દમયંતી, સાવિત્રી ને સરસ્વતી જેવી સતી સ્રીઓ, જેઓ પોતાના ધર્મ સંપૂર્ણ રીતે સમજતી હતી, અને જેમણે પોતાના ધર્મ પાળવામાં કઠિણ કષ્ઠ વેઠેલ છે, પણ ધર્મનો લોપ આમરણાંત થવા દીધો નથી તે શું વિદુષીઓ હોવી ન જોઇએ ? પોતે જ્ઞાનવાન છતાં એવાં સ્રીઓ પોતાનાં બાળકોને સુશિક્ષણ ન આપતાં ક્ષણભર પણ વ્હીલાં મૂકી દે એ કેવળ અસંભવિત છે ! તેમની સામાન્ય વાતચિત, તેમનું લાલન પાલન, અને તેમનાં બાળકસાથની દરરોજની સાધારણ ચેષ્ટામાં પણ શિક્ષણ હોય છે. નિત્યકૃત્યના નિયમોમાં તેમનાં બાળકોને શિક્ષણ મળે છે. એ ઉપરાંત તેઓ ખાસ પોતાનાં

કુમળી વયનાં બાળકોને માટે તરેહ તરેહની યુક્તિઓ શોધી તેમને શિક્ષણ આપે છે.

આવી રીત આપણા દેશમાંથી સ્ત્રીઓમાં વિદ્યાનો પ્રચાર કમ થયા પછી જતી રહી. જેમ જેમ સ્ત્રીઓમાંથી વિદ્યા નષ્ટ થઇ, તેમ તેમ ગૃહશિક્ષણ બંધ પડતું ગયું; અને અંતે પ્રજા સમસ્તમાં વિદ્યા વધતી અટકી, ધર્મનો લોપ થવા માંડયો, વિદ્વાનોની અછત થઇ, સદ્ગ્રંથો રચાતા બંધ પડયા, એટલું જ નહિ પણ જૂના ગ્રંથોનો પણ લોપ થયો, સત્ય શાસ્ત્ર સંતાતાં ગયાં, અને આર્ય દેશની દુર્દશાના શનિશ્ચર બેઠા–માહોમાંહે કલહ વધ્યો, ધર્મનો ધ્વંસ થયો. મતલબી બ્રાહ્મણોએ અને વેષધારી વિદ્વાનોએ અધર્મ ચલાવ્યા–સ્ત્રીયોનું શિક્ષણ બંધ કર્યું–રાજાઓને મૂર્ખ રાખ્યા, તેથી તેઓ બુદ્ધિહીન અને બલહીન થઇ એશઆરામમાં પડી, સ્વરાજ્યમાં સ્વેચ્છિત સત્તા ચલાવી, પ્રજાને પીડવાને પ્રવૃત્ત થયા; એટલુંજ નહિં પણ તેને ધર્મવ્યવસ્થામાં રાખવાને અશક્ત થયા, અને અંતે પોતાના રાજ્યનું

પણ રક્ષણ કરી શકયા નહિ—માંહોમાંહે દ્વેષ ને ઈર્ષ્યા વધ્યાં, કુસંપ જાગ્યો, ઝઘડા થયા, એટલે આ દેશની અસલની ઝાહોઝલાલીપર મોહિત થઈ ટમટમી રહેલા વિદેશીઓનું જોર ફાવ્યું. એક તો દુર્બળતા થયેલી મતિ, તેમાં વળી ધનના લોભી, વિષયી ને ધર્માંધ અફગાન, તુર્ક ને મોગલોએ જુલમ વર્તાવી દેશની પૂરી દુર્દશા કરી. ધન હરણ કરવાને અને સ્ત્રીઓની લાજ લૂટવાને તેઓએ એટલે સુધી જુલમ કર્યો કે લોકોને પોતાના ઘર સંસારનું રક્ષણ કરવું પણ મુશ્કેલ થઈ પડયું-સ્ત્રીઓ અને બાળકોને સંભાળવાં કઠિન થઇ પડયાં. ઘરમાંથી બહાર નિકળવાનું ફાવે નહિ તો વિદ્યા ભણવાની વાત તો કયાંય રહી ગઇ.

એ પ્રમાણે કોણ જાણે કયા પૂર્વનાં પાપે, કે પછી કાળચક્રના ભ્રમણમાં સુખ દુઃખ—ચઢતી પડતી, એક પછી એક ભોગવવી નિર્માણ જ થયેલ હોય તેને લીધે, કે પછી દુર્દૈવે અચાનક આવી મળેલા પ્રતિકૂળ સંજોગોને લીધે આર્ય દેશ તન, મન, ધનહીન થઇ

દીનપણાને પ્રાપ્ત થયો, ભારતજનની આજે સુપુત્રો-ને સુકન્યાઓ વગર પોતાનો સારોદ્ધાર થવા માટે વંઝાવત્ વલખાં મારે છે ! !

પણ નહિં. હજી આશાના અંકુર છેક નષ્ટ થયા નથી–બ્રિટિશ રાજ્યનો અમલ થયા પછી દેશમાં સુ-વ્યવસ્થા થવા માંડી છે–લોકો શાંતિ ને સુખ ભોગવવા માંડયા છે, અને કેળવણીનો લાભ લેવા લાગ્યા છે. જે વિદ્યાદેવી અસલ આ દેશમાં વાસ કરી, પ્રજા પર પોતાનો વરદહસ્ત સ્થાપી, ઉત્કર્ષરૂપી આશીર્વાદથી ફલીભુત કરતી, તે જ આજે પશ્ચિમમાં વિરાજમાન છતાં પોતાના દીન અવસ્થાને પહોંચેલાં પુત્રપુત્રીયો પર દિલની દાઝ આણી વાત્સલ્ય ભાવથી ક્ષેમ થવા દૂરથી પણ પ્રેરક કેમ ન થાય !

આજ લગી જેટલે દરજ્જે પુરૂષોમાં કેળવણીનો પ્રચાર થવા માંડયો છે તેટલો જ જો સ્ત્રીઓમાં પણ થાત તો ઘણું કાર્ય થઈ શકત. પણ વચમાં થયેલી અવ્યવસ્થાને લીધે દુષ્ટ રિવાજોએ જડ ઘાલેલી, તેથી

અનેક અડચણો આડે આવવા લાગી. છતાં પણ વિદ્યાદેવી પ્રેરિત પશ્ચિમના વિદ્વાન્ અને વિદુષીઓને આ દેશની દાઝ આવી છે, અને વળી આપણા દેશપર હાલ રાજ્યકર્ત્રી શેહેનશાહબાનુ મહારાણી વિક્ટોરિયા જાતે જ વિદુષી છતાં અતિ દયાળુ ને પરોપકારી દિલનાં છે તો પોતાની ( સ્ત્રી ) જાતિમાં ને પ્રજામાં સુધારો કરવાની કાળજી કેમ ન રાખે ? હું ઇચ્છું છું કે એ વિદુષી મહારાણીનું રાજ્યતેજ અમર તપો, અને આ દેશની પ્રજા તેમના શીતળ છત્ર નીચે શાંતિમાં વિદ્યાવૃદ્ધિ કરી, તેના અમૃત ફળ ચાખી, સુખચેનમાં રહી એ મહાદેવીને નિરંતર યશ આપો. તથાસ્તુ.

તમારી જીજ્ઞાસા પૂરી કરવા તમારી માંગણી સ્વીકારી, હાલ આ પત્રમાં પ્રસ્તાવનારૂપ આટલુ જ લખી મુખ્ય વિષયની શરૂઆત આવતા પત્રમાં કરવા ધારૂં છું.

મારી તંદુરસ્તી હમણાં ઠીક છે. આપણા બન્ને ચિરંજીવની તંદુરસ્તી તથા શિક્ષણ વિષે લખ્યું તે

જાણી સંતોષ થયો છે. ફરી પણ એ જ રીતે ખબર લખતાં રહેશો. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

---

## પત્ર ૩ જું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના વૈશાક શુદિ ૧૩ ગુરૂવાર,
તા૦ ૫ મી મે ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ !

શ્રી મુંબઈ.

આપનું તા૦ ૩ જી મેનું પત્ર પહોચ્યું; તે વાંચી મારા મન પર ઘણીક અસર થવા લાગી, અને ઘણા ઘણા વિચાર ઉત્પન્ન થયા. આપે ગૃહશિક્ષણ વિષે લખવાની શરૂઆત કરતાં પહેલાં પ્રસ્તાવનારૂપ જે કંઇ લખ્યું છે તેમાં ખરેખર ઘણીક અગત્યની બાબત જણાવી છે—સ્ત્રીકેળવણી એ જ પ્રજાની અને દેશની ઉન્નતિનું મુખ્ય કારણ છે એ આપે યથાસ્થિત દર્શા-

વ્યું છે. અને તે હું પણ જાણુતા છતાં આપના ઐતિહાસિક દાખલાઓથી મારી વધારે ખાત્રી થતી જાય છે. પ્રથમ આપણા દેશની ઉન્નતિ એ જ કારણુથી હતી; પણ પાછળથી સ્ત્રીકેળવણીનો લોપ થયાથી ઉન્નતિ ઘટી ગઇ તે આજે સહજે આપણા અનુભવવામાં આવે છે.

બ્રિટિશ રાજ્ય થયા પછી સ્ત્રીકેળવણીનો પ્રચાર પાછો વધવા માંડયો છે; અને તેથી દેશોન્નતિની આશા પાછી રખાય છે ખરી. પણ તેની અંદર નડતાં વિઘ્નો જે આપે દર્શાવ્યાં છે તેમાં સાથી મોટું વિઘ્ન આપ સૂચન કરતાં વીસર્યા હો એમ લાગે છે. મને તો તે વિષેનો અનુભવ છે, એટલે નિરંતર તે વિષય મારા મનમાં રમે છે. બાળલગ્ન એ સ્ત્રીકેળવણીની વચ્ચે આવતું સૌથી વડું વિઘ્ન છે; અને તે દૂર કરવાના સર્વથી જબરા ઉપાય લેવાવા જોઇએ છે. આપના કહેવા પરથી અને "ગુજરાતી" વર્તમાનપત્ર વાંચવા પરથી હું જાણું છું કે, સ્વામી દયાનંદ સર-

સ્વતીએ તથા મિ. મલબારીએ એ સાંસારિક સુધારણામાં નડતાં વિઘ્નો માટે ઘણા ઘણા પ્રયત્ન અને ભાષણો કર્યા છે. હાલમાં પંડિત ગટ્ટુલાલજીએ પણ ભાષણો આપી વૈષ્ણવ લોકોમાં સારી અસર કરવા માંડી છે.

તોપણ કેટલાક પંડિતો વારંવાર બાળલગ્નને ઉત્તેજન આપનારો જે આ શ્લોક अष्टवर्षा भवेद्गौरी नववर्षाच्चरोहिणी । दशवर्षा भवेत् कन्या ततोर्ध्वंच रजस्वला ॥ છે તેને મૂકતા નથી. તેથી મને વિચાર થાય છે કે એ શ્લોક કોઈ પ્રમાણ ગ્રંથનો છે કે રખડતો છે? અને હાલમાં ચાલતો બાળલગ્નનો રિવાજ કંઈ અસલનો હોય એમ લાગતું નથી; કારણ કે, રૂકિમણીવિવાહ, દ્રૌપદીસ્વયંવર, સીતાસ્વયંવર, દમયંતીસ્વયંવર વગેરે અસલી આર્યસ્ત્રીઓનાં ચરિત્રો અને સ્વયંવરોનાં વર્ણનો વાંચતાં માલમ પડે છે કે, તેઓ પૂરી સમજણમાં આવ્યા પછી જ તેમનાં લગ્ન થયેલ છે-એટલે કે, લગ્ન તે શું, અને લગ્ન થયા પછી તેમના શા શા ધર્મ છે, તે

તે વખતે તેઓ સારી રીતે સમજતી હોવી જોઇએ. પણ શાસ્ત્રમાં લગ્નકાલ વિષે શું કહેલ છે તે આપની પાસેથી જાણવા ઇચ્છું છું.

બાળલગ્ન રૂપી વિઘ્ન દૂર થાય તો જ પુરૂષોને તેમ જ કન્યાઓને બ્રહ્મચર્ય અવસ્થામાં વધારે વખત રહી શાળાશિક્ષણ પૂરતું લેવાનો લાભ મળે. હાલ જે ન્યાતોમાં કન્યાઓની અછત છે તેમાં તો પુરૂષોને સહજ તે લાભ મળે છે; પણ કન્યાઓને ઉપર જણાવ્યું તે પ્રમાણે દુષ્ટ રિવાજ ચાલુ હોવાથી અથવા કેટલાક વ્હેમોથી એ લાભ મળતો નથી, તેને માટે પ્રયત્નો ચાલે છે, તો કેટલોક વખત વીત્યા પછી તેમને પણ લાભ મળવા માંડશે. તોપણ ત્યાં સુધી તેમને સારી કેળવણી મળે તે માટે શા ઉપાય લેવા જોઈએ તે પણ સાથે સાથે જાણવા ઇચ્છું છું, તો તે કૃપા કરી આપ કહેશો. કારણ કે મારો પોતાનો અભ્યાસ એ જ કારણથી અધુરો રહેલ છે, તે અનુભવ ઉપરથી અનુમાન થાય છે કે મારા જેવી મારી કેટ-

લીક બહેનોને વિદ્યાનો ખરો લાભ લેવાથી કમનશીબ રહેવું પડતું હશે. આજે મારો અડધો જન્મારો વ્યર્થ ગયાથી મને ઘણો પસ્તાવો થાય છે, અને એવું લાગે છે કે ઈશ્વર મને મારી બાલ્યાવસ્થા પાછી આપે તો વિદ્યાભ્યાસ કરવામાં જ મારો સર્વ કાળ ગાળું. હજી પણ મને એવું થાય છે કે તક મળે તો વિદ્યાભ્યાસ કરવાનો પ્રયત્ન કરવો.

આપની ચાલુ નેમથી હું આપને જરા દૂર દોરવી ગઈ છું, તે ક્ષમા કરશો. તોપણ મારા મનના ઉભરા મારાથી સહન ન થતાં, અને જે બિના મને ઘણી જ અગત્યની લાગી તે સૂચવ્યા વગર મારાથી ન રહેવાયું તેથી આપની આગળ વિદિત કરી દીધી છે. માટે મારા ઉપલા બે પ્રશ્નોના ઉત્તર આપી પછી ઘર-કુટુંબમાં બાળકને મળતી કેળવણી જેને આપ ગૃહશિક્ષણ કહો છો તે તથા ગૃહકાર્ય વગેરે જે સ્ત્રીઓના મુખ્ય ધર્મ તે વિષે લખશો તો હું આપનો વધારે ઉપકાર માનીશ.

અત્રે અમે સર્વ કુશળ છૈયે. આપની કુશળતા નિરંતર વિદિત કરતા રહેશો. તુરત એજ.

લિ૦ નિરંતર આપના ચરણની દાસી

**કેસર**

ના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

---

## પત્ર ૪ થું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના વૈશાખ શુદિ ૧૫ શનિવાર,
તા૦ ૭ મી મે ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતિ !**

**શ્રી શેગામ.**

તમારૂં તા. ૫ મીનું પત્ર મને પહોંચ્યું; તેમાં તમે સૂચવેલી બાબત વિચારવા લાયક છે ખરી. જો કે બાળશિક્ષણનો મારો વિષય જરા દૂર નિકળી જાય છે તોપણ બાળશિક્ષણનો આધાર જેમ સ્રીકેળવણી ઉપર છે, તેમજ બાળશિક્ષણ અને સ્રીકેળવણી એ બન્નેનો આધાર બાળલગ્નનો રિવાજ ન હોવા ઉપર

અથવા નષ્ટ થવા ઉપર વધારે છે. એ વિઘ્ન આપણા દેશમાંથી દૂર થાય તેને માટે પ્રયત્નો ચાલે છે, તે તમે જાણો જ છો; અને ધીમે ધીમે જેમ વિદ્યાની વૃદ્ધિ થતી જશે અને લોકો સમજતા જશે, તેમ તેમ એ દુષ્ટ રિવાજ નાબુદ થતો જશે.

આપણા આર્યલોકોમાં અસલ એ રિવાજ હતો જ નહિ એ વિષે દાખલાઓ તો તમે જ આપેલ છે, એટલે વિશેષ હવે જણાવવાની હું જરૂર જોતો નથી; તેમ એ વિષય પર ઘણું લખવાની પણ અત્રે હું અગત્ય જાણતો નથી. ફક્ત તમારી શંકા દૂર કરવાને કારણે એટલું જ જણાવું છું કે જે શ્લોક ( अष्ट वर्षा भवेद्गौरी ઇત્યાદિ ) બાળલગ્નને ઉત્તેજન આપનારા લોકો કહી સંભળાવે છે તે સ્વાર્થી ખુશામતિયા કોઇ બ્રાહ્મણનો ઘુસાડેલ છે. બાળલગ્નનો રિવાજ પણ બીજા કેટલાક દુષ્ટ રિવાજોની પેઠે આ દેશમાં મુસલમાનોના જુલમગાર રાજ્ય થયા પછી પેઠો છે. લોકોને પોતાની સ્ત્રીઓની આબરૂ સંભાળવી મુશ્કેલ થઈ પડી હતી તો

કન્યાઓને પણ ક્યાં સંભાળે, માટે તેનાં માબાપો કન્યાનો બોજો પોતાના ઉપરથી તુરત કહાડી નાખવાની ઇચ્છાથી સાસરા કે તેના ધણીને સ્વાધીન કરી દેતા હતા, કે એટલી પીડા સંભાળવી ઓછી. આ તકનો લાભ લઇ કાશીનાથ નામના કોઇ બ્રાહ્મણે પોતાના શીઘ્રબોધ નામના એક ન્હાના સરખા ગ્રંથમાં લખી કહાડેલ, તે મતલબી બ્રાહ્મણોએ લોકોને રૂચતી વાત શાસ્ત્રમાં પણ છે એવું દર્શાવવાને પ્રચારમાં આણ્યો. બાળલગ્નને ઉત્તેજન આપનારા લોકોને આ શ્લોક સિવાય બીજો એકે શ્લોક મળતો જ નથી. ઉલટું શાસ્ત્રના પ્રમાણગ્રંથોમાંથી એથી વિરુદ્ધ પ્રમાણ મળી આવશે.

વિવાહ ક્યારે કરવો એનો નિર્ણય કરવાનું કામ જેમ ધર્મશાસ્ત્રનું છે તેમજ વૈદ્યકશાસ્ત્રનું પણ છે. અને પ્રાચીન વૈદ્યકશાસ્ત્રના પ્રખ્યાત પુસ્તક **સુશ્રુતમાંથી** તથા **મનુસ્મૃતિમાંથી** પણ તેને માટે આ પ્રમાણો મળી આવે છેઃ—

पंचविंशे ततो वर्षे पुमान् नारी तु षोडशे।
समत्वागतवीर्यौ तौ जानीयात्कुशलोभिषक् ॥

અર્થ—પુરૂષ પચીશમે વર્ષે અને સ્ત્રી સોળમે વર્ષે વીર્યને પ્રાપ્ત થાય છે એમ કુશલ વૈદ્યે જાણવું.

ऊन षोडशवर्षायामप्राप्ते पंचविंशतिं।
अध्याधत्तेपुमान् गर्भं कुक्षिस्थः साविपद्यते॥
जातो वा न चिरंजीवेज्जीवेद्वादुर्बलेंद्रियः।
तस्मादत्यंत बालायां गर्भाधानं नकारयेत्॥

અર્થ—જો કોઈ પુરૂષ પચીશ વર્ષનો થયા પેહેલાં સોળવર્ષની અંદરની સ્ત્રીને વિષે ગર્ભધારણ કરે તો તે ગર્ભ કૂખમાં જ સમાઇ જાય છે; અથવા જો તે જન્મે તો લાંબો વખત જીવતો નથી, ને કદાચ જીવ્યો તો તે નબળો રહે છે; માટે અત્યંત બાલા ( સોળ વર્ષની અંદરની સ્ત્રી ) ને વિષે ગર્ભાધાન કરવું નહિ.

આપણા દેશના પ્રાચીન આર્યોનો સંસાર વ્યવહાર આવા આર્ષ ( ऋषिकृत ) ગ્રંથોનાં પ્રમાણોના આધારે ચાલતો હતો. મહાભારતના યુદ્ધ પછી સત્ય ધર્મ, સત્ય શાસ્ત્ર, અને સત્ય વિદ્યાનો લોપ થવા માંડયો; અને મતલબી લોકોએ મતલબના ગ્રંથો રચી કે મતલબના શ્લોકો વગેરે અસલી પુસ્તકોમાં ઘુસાડી લોકોને ભ્રમમાં નાખી દીધા. હાલ જેમ જેમ કેળવણીનો પ્રચાર વધતો જાય છે, અને સ્વામી દયાનંદના જેવા સત્ય માર્ગ દેખાડનારા મહાપુરૂષો ઉત્પન્ન થતા જશે તેમ તેમ અસલી આર્ષધર્મ, આર્ષવિદ્યા, અને આર્ષગ્રંથોનો શોધ થતો જશે; અને સત્યનો પ્રકાશ થઈ લોકોની નજરમાં આવશે કે, " આપણે આટલા સુધી ભુલાવામાં પડયા હતા" આમ થશે એટલે બાળલગ્ન જેવા દુષ્ટ રિવાજોનો નાશ થતો જશે; અને લોકો સમજશે કે હરેક સંસ્કૃત તે શાસ્ત્ર ન હોય અને જે કંઈ ( કોકશાસ્ત્ર કે અનંગરંગ વગેરે ) સંસ્કૃત ભાષામાં બોલાયું કે લખાયું તે ધર્મ એ વાત ગલત છે; પણ

आर्षधर्मोपदेशं च वेदशास्त्राविरोधिना।
यस्तर्केणानुसंधत्ते सधर्मं वेद नेतरः॥

અર્થ—જે વેદશાસ્ત્રથી વિરુદ્ધ નહિ એવા તર્કે કરીને અનુસંધાન કરે છે (તે પ્રમાણે સિદ્ધ કરીને વર્ત્તે છે) તે જ આર્ષધર્મોપદેશ (ઋષિયોએ કહેલા ધર્મોપદેશ) ને ધર્મ કરીને સમજે છે, બીજો નહિ.

હવે જ્યાં સૂધી બાળલગ્નનો રિવાજ તદ્દન નષ્ટ નથી થયો ત્યાં સૂધી સ્ત્રીઓમાં વિદ્યાવૃદ્ધિને માટે શા ઉપાય લેવા તે કહું છું—ઘણીએક ન્યાતોમાં પાંચ છ વર્ષની કે તેથી પણ ન્હાની વયની કન્યાઓને ઉપર કહેલા વ્હેમને લીધે પરણાવી દેવાનો ચાલ છે; તોપણ કેટલીએક ન્યાતમાં તેમ નથી થતું; પરંતુ કન્યાને પરણ્યા પછી સાસરે જવાની ફરજ ૧૨ થી ૧૩ વર્ષની થયા પછી જ પડે છે. આટલી વયમાં હરેક કન્યાને સાધારણ જ્ઞાન સહેલથી થાય એવા ઉપાય લેવા જોઇએ. સમજુ માબાપોએ પોતાની

કન્યાઓને ઘરમાં રખડતી રમતી મૂકી દઇ તેનો કાળ વ્યર્થ ગુમાવવાને બદલે તેમને નીતિનો, વ્યવહારનો, અને કંઇક અક્ષરજ્ઞાનનો બોધ થાય, અને ઘરકુટુંબ-માં સારાં માણસોની સારી ટેવોની તથા સારા દાખલા-ની છાપ તેઓના મન પર પડે તેમ વર્ત્તવું. એ બાબતની વિસ્તારથી સમજણ હું આગળ આપનાર છું; કારણ કે હાલ તુરત એજ મારો મુખ્ય વિષય છે અને એ જ ઉપલાં કારણસર આપણો મુખ્ય પ્રયત્ન છે તે તમે સારી રીતે જાણો છો.

ત્યાર પછી શાળા કેળવણીની પદ્ધતિમાં પણ ઘણી એક સુધારણા થવાની જરૂર છે. હાલની કેળવણીની રીત ઘણીક ખામી ભરેલી છે, એમ ચારે તરફથી બોલવામાં આવે છે. તેમાં કન્યાઓને પણ છોકરાની માફક (ખરે-ખરૂં તેમ નથી થતું તોપણ) જાણે આગળ જતાં કોઇ પાઠશાળામાં દાખલ કરવા મોકલવી હોય તેવા ધોરણ પર ઠંડે પેટે તેમનો અભ્યાસ સરકારી શાળા-ઓમાં અને તેને જોઇ બીજી ખાનગી નિશાળોમાં પણ

ચલાવવામાં આવે છે. આથી તેમને જોઈતું વ્યવહારનું જ્ઞાન મળતું નથી; અને જે મળે છે તે તેમને ઉપયોગી પડતું નથી. કન્યાશાળાઓમાં ચાલતી પુસ્તકમાળામાં ઘણોએક સુધારો થવાની જરૂર છે, અને તે એવા ધોરણ પર રચાવી જોઇએ કે તેમાં સ્ત્રીઓને જ ઉપયોગી બાબતો ટુંકામાં સર્વે એવી રીતે સમાઈ જાય, કે પછી બીજું કંઇ જુદું શીખવાનું તેમને માટે બાકી રહે નહિ. દાખલા તરીકે—સદ્‌ગુણી સ્ત્રીઓનાં ચરિત્ર, પાકશાસ્ત્રના પાઠો, તેની સાથે ગણિત, અને વ્યાકરણ, ભૂગોળ, ઇતિહાસનું ઉપર ઉપરનું જ્ઞાન, તથા પદાર્થવિજ્ઞાનની સામાન્ય સમજણના પાઠો આવે, અને નીતિના પાઠો—વિશેષે કરીને સ્ત્રીધર્મનીતિના પાઠો આવે, અને વચમાં વચમાં દુનિયાદારીનું, પ્રાણી પદાર્થોનું અને વ્યવહારનું જ્ઞાન આવે એવી રીતની રચના કરવી જોઇએ. આથી વિશેષ જ્ઞાન કન્યા મોટી થયા પછી તેને વિદ્યાનો સ્વાદ લાગવાથી તે આપોઆપ જ્યાં હશે ત્યાં વાંચન વગેરેથી કે બીજા ઉપાયોથી વધારશે.

આની સાથે કન્યાનાં માબાપોએ એક બીજી વાત પણ ધ્યાનમાં રાખવાની ઘણી જરૂર છે. વરકન્યાનું જોડું એવી રીતે મેળવવું જોઇએ કે જેથી કન્યાનું બાળપણમાં શીખેલું વ્યર્થ ન જાય. વિદ્વાન્ કે વિદ્યાનો શોખી, વિવેકી, વિચારવાન, શીલવાન, નીતિમાન, વ્યવહારમાં સમજનારો, દેશોન્નતિને ચહાનારો, દયાળુ અને પરોપકારી, એવા ગુણવાળા પાકી વયના યુવાન વર સાથે કન્યાનાં લગ્ન કરવાં જોઇએ. આપણા આર્ય વિદ્વાનોએ પણ જમાઈમાં આટલા ગુણ જોવાની ભલામણ કરી છેઃ—

विद्या शौर्य धनाश्रयो गुणनिधिःख्यातो युवासुंदरः ।
साचारःसुकुलोद्भवो मधुरवा द्रातादयासागरः ॥
भोगीभूरिकुटुंबवान् स्थिरमतिः पापार्तिहीनोबलिः ।
जामाता परिवर्णिता कविवरैः एवंविधेसत्तमम् ॥

એવા ગુણવાળો વર જોઈ તેની સાથે માબાપે પોતાની કન્યાનાં લગ્ન કરવાં કે જેથી તેનું ભણેલું

સાર્થક થાય, અને પોતાનું જ્ઞાન આગળ વધારવાને અને તેનો ઉપયોગ કરવાને તક મળે. નહિ તો કોઇ અણઘડ અભણની સાથે બિચારીનું પાનું પડેથી તેની પાછળ કરેલો શ્રમ સર્વે ધૂળ મળી જવાનો સંભવ રહે છે, એટલુંજ નહિ પણ અણબનાવ થવાનીએ ઘણીવાર ધાસ્તી રહે છે. આપણી (ભાટિયાની) ન્યાતમાં સારા કુળવાન શેઠીઆની બે ત્રણ કન્યાઓ સારી ભણેલી-એટલે ગુજરાતી ધોરણ પૂરાં કરી કંઇક સંસ્કૃતનો અભ્યાસ પણ શરૂ કરેલ, એવી કન્યાઓને ફક્ત સારૂં ઘર જોઇ, (પણ સારો વર ન જોતાં) તેને વેરે પરણાવેલ છે, કે જેને વિદ્યા તે શું તેનું ભાન તો શું પણ વ્યવહારિક જ્ઞાન પણ પૂરૂં નહિ હોય! એવાજ દાખલા બીજી ન્યાતોના પણ બે ત્રણ મારા જોવામાં આવેલ છે;—સ્ત્રી કન્યાશાળામાં શિક્ષકનું કામ ચલાવે ને ધણીને કાગળ લખવાનીએ ખબર નહિ. આવા દાખલા જોઇ મને અત્યંત ખેદ થાય છે! અને તમને પણ તે સાંભળી તથા જોઈને ખેદ થયેલ છે તે મને

યાદ છે. અને ઘણીવાર આપણે નિશ્વાસ મૂકી ઈશ્વરને યાદ કરી કહેલ છે કે, " હે પ્રભુ, હજી ભરતખંડનો દહાડો ઉઘડવાનો વખત આ પ્રમાણે કેટલોક દૂર છે! " માટે સુજ્ઞ માબાપોએ જાણવું જોઇએ કે કન્યાઓ શાળાશિક્ષણ પૂરૂં કર્યા પછી ઘરસંસારરૂપી પાઠશાળામાં દાખલ થાય છે, તો તેના ઢંગ આવા હોવા ન જોઇએ.

એ પ્રમાણે બાળલગ્નનો રિવાજ અટકી સુશ્રુતમાં જણાવેલી પુખ્ત ઉમ્મરે પરણાવવાનો પ્રચાર જ્યાં સૂધી ચાલુ થયો નથી ત્યાં સૂધી કન્યાના માબાપોએ તથા સરકારે ઉપર જણાવેલા ત્રણ ઉપાયો અમલમાં આણવાની ઘણી અગત્ય છે.

તમારી અભ્યાસ વધારવાની ઇચ્છા સ્તુતિપાત્ર છે. તેને માટે પ્રસંગોપાત પ્રયત્ન કરતાં રહેવું, અને હું પણ તેમાં બનતી મદદ કરતો રહીશ. પણ હાલ તુરત આપણા ન્હાના તથા મ્હોટા ભાઇને ( છોકરાઓને ) કેળવણી આપવાની ઘણી જરૂર છે, અને તેમાં મુખ્ય-

ત્વે કરીને તમારે પોતાને હાથે તે મળે તેમાં વધારે લાભ છે, માટે તે ઉપર ધ્યાન આપવાને હું તમને વિશેષ ભલામણ કરૂં છું. અને વિશેષે કરીને આ ચાલુ વિષયનું લખાણ કરવાની (એટલે બાળ શિક્ષણની રીત બતાવવાની) મુખ્યત્વે કરીને તમારે માટે જ મને અગત્ય જણાઈ છે. પછી તેનો લાભ બીજાઓને પણ સહજ જ મળશે.

પરંતુ બાળકને ગૃહશિક્ષણ કેમ આપવું તેની રીત બતાવ્યા પહેલાં, તેની જે નિશાળ એટલે સ્થાન, જે ઘરકુટુંબ, અને તેને ચલાવનાર ઉપરી જે માતા, તે વિષે કંઈક વિચારો દર્શાવવાનું મારા મનમાં છે; માટે આવતા પત્રમાં **ઘરકુટુંબ એ બાળકની પ્રથમ કેળવણીનું ઉત્તમ સ્થાન છે** તે વિષે વિસ્તારથી લખીશ. તુરત એ જ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

**પુરૂષોત્તમ નારાયણજીની** આશીષ.

## પત્ર ૫ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના વૈશાખ વદિ ૨, સોમવાર
તા૦ ૯ મી મે ૧૮૮૭.

**પરમપ્રિય પ્રાણપતિ !** **શ્રી મુંબઈ;**

આપનું તા૦ ૭ મી મેનું પત્ર વાંચી મને ઘણો જ હર્ષ થયો. કારણ કે મારી બાળલગ્ન સંબંધી શંકા નિવારણ કરવાને આપેલ પ્રમાણ વાંચતાં જ મને યાદ આવ્યું કે એ શ્લોક એકવાર આપે મને મારા કાકાજીના વૈદ્યકપુસ્તકસંગ્રહમાંથી સુશ્રુતનું પુસ્તક કહાડીને તેમાંથી પ્રત્યક્ષ દેખાડેલ હતા. એ શ્લોકોના અર્થ ઉપરથી કન્યા સોળ વર્ષની થયા કેડે પરણાવી હોય તો કંઇ બાધ જણાતો નથી; એટલું જ નહિ, પણ તે વય પછી પરણાવવામાં વિશેષ લાભ છે એવો આશય સ્પષ્ટ જણાય છે. અને કાશીનાથના શ્લોકમાં '**ततोर्ध्वंच रजस्वला**' કહીને પછી હઠીલા પંડિતો એમ બાધ બતાવે છે કે ' કન્યા રજસ્વલા થયા પહેલાં

માબાપે તેને પરણાવી નહિ હોય તો તેમને તેનો દોષ લાગે છે,’ તેનું કારણ પણ આપના કહેવા મુજબ જુલમી રાજયના વખતમાં પડેલા પ્રચારનો તેઓએ લીધેલો લાભ, એ સિવાય બીજું કાંઈ જણાતું નથી; અને ત્યારથી આપણા લોકોની પણ સમજણ એવી થઈ ગઈ છે કે પરણ્યા પહેલાં કન્યા રજસ્વલા થાય તો માબાપના ઘરમાં તે જેટલાં પગલાં ભરે છે તેટલું પાપ તેમને માથે લાગે છે. પરંતુ હમણાં મને વળી એ પણ યાદ આવે છે કે એ બાધને તોડનાર પ્રમાણ પણ આપે મનુસ્મૃતિમાંથી મને એકવાર દેખાડેલ છે, જેની મતલબ એ થાય છે કે—“કન્યાને પ્રથમ રજોદર્શન થતાં સૂધીમાં જો માબાપે તેને માટે યોગ્ય વર જોયો નહિ હોય તો બીજા ત્રણ વર્ષ સૂધી વાટ જોઇ તેણે (કન્યાએ) પોતાને માટે ઇચ્છિત યોગ્ય વર શોધી લેવો.” આથી કાશીનાથનો બાધ ક્યાંએ ઉડી જાય છે કે તેનો પત્તાએ લાગે નહિ. તે મનુ-સ્મૃતિનો શ્લોક મને મ્હોડે પણ યાદ છે તે નીચે લખી જણાવું છું.—

त्रीणि वर्षाण्युदीक्षेत कुमार्यृतुमती सती ।
ऊर्ध्वंतुकालादेतस्माद्विंदेत सदृशंपतिम् ॥

બાળલગ્નનો પ્રચાર આપણા આર્યોમાં જ્યાં સૂધી નથી મટયો ત્યાં સૂધી કન્યાને કેળવણી મળવાના જે ત્રણ ઉપાય આપે બતાવેલ છે તે પણ હાલના વખતને માટે ઘણા જ અનુકૂળ ને યોગ્ય જ છે. અને તે વગર બીજો છૂટકો જ નથી; એટલું જ નહિ, પણ તે સૂચનાઓ તો પછી પણ હમેશ ધ્યાનમાં રાખીને માબાપો તે પ્રમાણે વર્ત્તે તો લાભકારી છે.

મારે માટે આપ જે સલાહ આપો છો તે માથે ચડાવવા લાયક છે; પણ મોટા ભાઇની પેઠે ન્હાનો પણ નિશાળે જવા લાયક થયા કેડે હું ધારૂં છું કે મને વિશેષ ફુરસદ મળી શકશે. અને તેને માટે હજી પણ આશરે એક વર્ષ ધીરજ ધરી તે ફરજ બજાવાનું માથે લેવું જ જોઈએ એમ મને પણ લાગે છે. મારી ફરજ બજાવવામાં આપ વારંવાર મદદ કરો છો તેને

માટે હું આપની ઘણી જ આભારી છું, એમ મને કહેવા દેશો એવી આશા છે.

મારી કરેલ અગત્યની સૂચનાનો ખુલાસો આપે મનમાનતો કરેલ છે એવું મને લાગે છે માટે હવે આપનો પ્રસ્તુત વિષય આપના આવતા પત્રમાં આગળ ચલાવશો એમ ઈચ્છું છું. તુરત એજ.

લિ० નિરંતર આપના ચરણની દાસી
કેસરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

---

## પત્ર ૬ ઠું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ના વૈશાખ વદિ ૫, ગુરવાર.
તા० ૧૨ મે ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતિ! શ્રી રામ.

મારા પાછલા પત્રમાં કહેવા મુજબ ઘરકુટુંબ એ બાળકની પ્રથમ કેળવણીનું ઉત્તમ સ્થાન છે તે વિષે હવે વિસ્તારથી જણાવું છું, અને તેમાં વચ્ચે વચ્ચે

એક અંગ્રેજી વિદ્વાન્ ડૉ. સૅમ્યુઅલ સ્માઈલ્સનાં વચનોનો સાર ટાંકી કહેવા ધારૂં છું કે જેથી એ વિષયને વધારે વજન મળે.

“ જીંદગીના વર્ત્તનની પહેલી અને અગત્યની નિશાળ ઘર છે. પ્રત્યેક મનુષ્યપ્રાણી પોતાની ઉત્તમ નીતિની કેળવણી ત્યાં જ પામે છે, અને કનિષ્ઠ પણ ત્યાં જ મેળવે છે; કારણ કે તેના ભવિષ્યના વર્ત્તનના નિયમોનું પાન તે પોતાની માતાના દૂધની સાથે જ કરે છે—અર્થાત્ તેના જીવનની ધાટી ત્યાં જ બંધાય છે, અને તે માણસાઈમાં આવતાં સૂધી પણ મટતી નથી, એટલું જ નહિં પરંતુ તે મરણ પર્યંત એવી ને એવી જ ટકી રહે છે.”

એમ કહે છે કે “ રીતભાતથી માણસાઈ આવે છે,” વળી એમ પણ કહે છે કે “બુદ્ધિથી માણસ કહેવાય છે.” પણ વધારે ખરૂં તો એ છે કે “ઘર-કેળવણીથી માણસ થાય છે. ચાણાક્ય કહે છે કે “ विद्याविहिनः पशुः ” વળી સામળભટ કહે છે કે

"વિવેક વડું વિદ્યા થકી." એ બધું ખરૂં, પણ એ બન્ને આમાં સમાય છે કે,—"मानं मानवतां समानयतियत्ताच्छिक्षणं सद्गृहे" કારણ કે ગૃહશિક્ષણમાં વિદ્યા અને વિવેક એ બન્નેની કેળવણી મળે છે; એટલું જ નહિં પણ માણસપણાની આદતો પણ એમાં જ બંધાય છે. કહેલું છે કે "તોખમે તાસીર અને સોબતે અસર." અંતઃકરણનું ખુલવું, સારી નરસી આદતો પડવી, મનશક્તિનું ખીલવું, અને જનવર્ત્તનનો સારો કે નરસો પાયો રચાવો એ ઉંચાં કે નીચાં તોખમ પર આધાર રાખે છે. જેવાં માણસોના સહવાસમાં વધારે અવાય છે તેવી તાસીર બંધાય છે.

" જનમંડળના કાયદા કાનૂનનું મૂળ, પછી સ્વચ્છ કે મલીન, પણ ઘરકુટુંબ જ છે. સરકાર દરબારના ઇનસાફના કાયદા એ બીજું કંઇ જ નહિ પણ માત્ર ઘરકુટુંબના કાયદાની નકલ છે. ઘરમાં બાળકના મનમાં વિચારોના જે ઝીણા અંકુર રોપાય છે, તે આગળ જતાં દુનિયામાં આવતાં ફૂટી નિકળે છે, અને તેનું

જનમત્ત ગણાય છે; એ ઉપરથી હરેક પ્રજાનું બંધારણ ઘરમાં ઉછરતાં બાળકોમાંથી ઉત્પન્ન થાય છે; માટે બાળકોને ઉછેરવાની દોરી જેઓના હાથમાં રહે છે તેઓ (માતાઓ), જેઓના હાથમાં રાજ્યની લગામ રહે છે તેઓના કરતાં, પોતાની સત્તા વધારે વાપરી શકે છે, એમ કહેવામાં લેશ પણ ખોટું નથી."

"કુદરતનો ક્રમ જ એવો છે કે ઘરમાં કહાડેલી જીંદગીમાં જ સંસારી જીંદગીને માટે તૈયારી થવી જોઇએ, અને મન અને વર્ત્તણુકનું વલણ પ્રથમ ઘરમાં જ ઘડાવું જોઇયે. આગળ જતાં જેઓ જનમંડળમાં ભેળાય છે, અર્થાત્ જેમના થકી જનમંડળનું બંધારણ બને છે તેમની હરેક હીલચાલ ઉપર ન્હાની વયમાં ઘરમાં જ બારીકીથી અમલ કરવામાં આવે છે, અને તેઓ ઘડાઇને એક પછી એક બહાર પડતાં જાય છે. એ પ્રમાણે કુટુંબમાંથી તેઓ દુનિયામાં આવે છે, અને વધતાં વધતાં બાળકમાંથી નગરજન બને છે. આ ઉપરથી ઘરકુટુંબરૂપી નિશાળમાં મળતી

કેળવણી એ જ દેશસુધારણા ઉપર મુખ્ય અસર કરનારૂં સાધન છે. કારણ કે સુધારાનું વિવેચન કરતાં આખરે પ્રત્યેક જણની કેળવણી ઉપર સવાલ આવે છે; અને લોકસમુદાયમાંનું હરેક જણ પોતાની બાલ્યાવસ્થામાં જે પ્રમાણે સારી કે નરસી કેળવણી પામે છે, તે પ્રમાણે જ તેમનું મંડળ અધિક કે ઉણું માણુસાઈવાળું ને સુધરેલું બને છે. ”

“ હરેક માણુસના શિક્ષણમાં, તે ગમે એવો ડહાપણુવાળો હશે તોપણ, ન્હાની વયમાં તેની આસપાસ મળેલા નીતિ સંબંધી સંજોગોની જબરી અસર રહેલી હશે જ. જ્યારે તે દુનિયામાં અવતરે છે ત્યારે તદ્દન લાચાર હોય છે, અને પોષણ અને શિક્ષણને માટે તેનો સઘળો આધાર તેની આસપાસનાંઓની ઉપર હોય છે. દુનિયાની હવાનો પહેલો શ્વાસ લેતાં વારની સાથે જ તેની કેળવણી શરૂ થાય છે. એક ચાર વર્ષના બાળકની માતાએ એક ધર્મગુરૂને પૂછયું કે આ બાળકની કેળવણી મારે ક્યારથી શરૂ કરવી ? ત્યારે

તે બોલ્યો: 'બાઇ, તમે હજી કેળવણીની શરૂઆત કરી નથી કે? ત્યારે તો તમે એ બાળકનાં ચારે વર્ષ વ્યર્થ ગુમાવ્યાં! જાણવું કે બાળકના કોમળ ગાલ પર સ્મિત હાસ્યનું પહેલું ચિહ્ન ઝળક્યું કે શિક્ષાપ્રારંભનું મુહૂર્ત બેઠું.' "

"પરંતુ ખરું પૂછો તો આ દાખલામાં પણ કેળવણીની શરૂઆત તો થઈ ચૂકી હતી. કારણ કે બાળક તો અનાયાસે માત્ર અનુકરણથી જ (જોઈ જોઇને) શીખે છે; અને તેના રોમે રોમના દરેક છિદ્રમાંથી તેને કેળવણી મળે છે. એક આરબી કહેવતમાં એમ કહ્યું છે કે "એક વડના ઝાડની બીજા વડના ઝાડ પર નજર પડતી હોય તો તે ફળવંત થાય છે." છોકરાંનું પણ એમ જ છે. તેમનો સૌથી પહેલો અને મ્હોટો શિક્ષક દૃષ્ટાંત છે."

"બાળકના ભવિષ્ય વર્ત્તનનું બંધારણ રચનાર સંજોગો દેખીતા ગમે એવા નજીવા હોય છે, તોપણ તેઓ આખા જીવતર સૂધી ટકી રહે છે. માણસની

જીવનચર્યા એ એક એવો પદાર્થ છે કે જે બાળકનાં શિક્ષણરૂપી પરમાણુનો બનેલ છે. સઘળી પાછળથી મળતી કેળવણી તેના પર બીજા પદાર્થોના ચ્હડેલા પડ હોયની તેવી છે, તોપણ તે પદાર્થનો આકાર દેખાતો તેવો જ રહે છે. આ પ્રમાણે એક કવિની કહેવત ખરી પડે છે કે 'બાળક એ માણુસનો પિતા છે'; અથવા મિલ્ટન કવિ કહે છે કે, 'સ્હવાર પરથી દિવસનાં ચિહ્ન જણાય છે, તેમ બાળપણુથકી માણુસનાં લક્ષણુ વર્તાય છે.' જનવર્ત્તનમાં પુષ્ટી કરનારાં સાધનો, જે ચિરકાળ ટકી રહે છે, અને જેનાં મૂળ ઘણું ઉંડાં હોય છે, તેઓ હમેશાં બાળક અવતરવાની સાથે જ જન્મ પામે છે. માણુસની જીવનચર્યા નિર્માણ કરનારાં સદ્ગુણ કે દુર્ગુણનાં અંકુર, તેમ જ લાગણી કે વિચારોના અંકુર પણુ ત્યારે જ પ્રથમ રોપાય છે."

"બાળકને જાણે કોઈ નવી દુનિયાના બારણા આગળ મૂક્યું હોય તેમ તે આવતાં વાર પોતાની આંખો ઉઘાડે છે, અને જાણે નવાઈની ને અજાયબી-

ની વસ્તુઓ પર નિહાળીને જોતો હોય તેમ જોવા મંડી જાય છે. જોતાં જોતાં ધીમે ધીમે તે અવલોકન કરવા માંડે છે, પછી સરખામણી કરવા માંડે છે, ત્યાર પછી શીખવા માંડે છે, અને અંતે તેની છાપ મનમાં બેસાડી તેના વિચારો ગોઠવવા માંડે છે; અને જો તેનું વલણ ડહાપણ ભરેલી રીતે દોરવામાં આવે છે તો જોતજોતામાં જે વધારો તે કરે છે તે ખરેખર આશ્ચર્ય ઉપજાવનાર હોય છે. લૉર્ડ બ્રોહામના લક્ષપૂર્વક અવલોકન પરથી જણાય છે કે, 'બાળક દુનિયાના પદાર્થોનું, પોતાની શક્તિઓનું, વસ્તુઓના ગુણદોષનું, અને પોતાના તથા પારકાના મનનું જ્ઞાન, જેટલું દોઢથી અઢી વર્ષની વયમાં મેળવે છે તેટલું જીંદગીના બાકીના વખતમાં મેળવતું નથી.' આ વખતમાં બાળક જે જ્ઞાન મેળવે છે અને જે વિચારો તેના મનમાં ઘડાય છે તે સર્વે એટલા તો અગત્યના છે કે, ક્ષણભર આપણે એવું ધારીએ કે પાછળથી તે સઘળું ભૂલી જવાય અથવા જતું રહે, તો પછી યુનિ-

વર્સિટીમાં એમ. એ. કે એલ. એલ. બી. સૂધીની સર્વ વિદ્યા તેની આગળ વ્યર્થ છે—અર્થાત્ પાઠશાળાની વિદ્યા ભણવા બેસતાં એક અઠવાડિયું પણ તે ત્યાં ટકી શકશે નહિ."

જેમ એક ઘર બાંધ્યા પછી તેનો પાયો કહાડી નાખ્યો હોય અથવા લૂલો કરી નાખ્યો હોય તો ઉપરની સર્વ બાંધણી વ્યર્થ થાય છે, અથવા મૂળથી જ પાયો નાખ્યા વગર ઘરની ભીંતો ચણવા માંડી હોય તો થોડી એક ચણ્યા પછી પડવાની ધાસ્તીથી આગળ વધારશે નહિ; માટે ઘર બાંધવામાં પ્રથમ મજબૂત પાયાની મુખ્ય જરૂર છે, તેમ બાળકે એ વયમાં મેળવેલું જ્ઞાન અતિ અગત્યનું છે.

"બાલ્યાવસ્થામાં જ માણસનું મન હરેક પ્રકારની છાપ ગ્રહણ કરવાને લાયકનું હોય છે, અને હરેક તરેહની પહેલી ચિણગારી પડતાં જ તે પ્રજવલિત થવાને તત્પર હોય છે. હરેક વસ્તુનો અભિપ્રાય પણ ત્યારે જ તે ઝટ ગ્રહણ કરે છે, અને તે એવી રીતે કે

તે ત્યાં લાંબો વખત સૂધી ઠરી રહે છે. સ્કૉટ કવિ વિષે એવું કહેવાય છે કે, તે વાંચતાં શીખ્યો તેની ઘણો વખત પહેલાં પોતાની મા તથા દાદી પાસેથી ગીતો ગાતાં સાંભળી સાંભળીને સંગીતવિદ્યા તરફ તેનું વલણ થયું હતું. બચપણ એ એક એવું દર્પણ છે કે જેમાં પ્રથમ પડેલા પદાર્થોનાં પ્રતિબિંબ પાછલી અવસ્થામાં પરાવર્ત્તન પામે છે. પ્રથમનો હરેક ગુણ બાળકની સાથે નિરંતર ચાલ્યાં કરે છે, પહેલો આનંદ, પહેલો શોક, પહેલો જય, પહેલો પરાજય, પહેલું પરાક્રમ, પહેલું દુષ્કર્મ, એમાંનું દરેક તેના જીંદગીરૂપી ઘરના નકશાનો આગળનો ચિતાર દાખવે છે." જેમ એક ઘરનો આગલો ભાગ જોયાથી તેના બાકીના ભાગનું અનુમાન થાય છે તેમ માણસની પૂર્વાવસ્થાના પ્રથમ કૃત્યપરથી તે આગળ કેવું નિવડશે તેની અટકળ બંધાય છે.

"વળી આ સઘળો વખત મનુષ્યવર્ત્તનની કેળવણી, અર્થાત્–તેના સ્વભાવ, ઇચ્છા અને આદતોની

કેળવણી ચાલુ રહે છે, અને તેના જ ઉપર માનવપ્રાણીની ઉત્તરાવસ્થાના સર્વે સુખનો આધાર રહેલ છે. જો કે માણસના બહારના સાધનોથી સ્વતંત્રપણે, સ્વકર્તૃત્વથી અને સ્વસહાયકત્વથી પોતાની ઉન્નતિ કરવાની અને બીજાના જીવન ઉપર પ્રતિકાર્ય કરવાની એક તરેહની શક્તિ મૂકેલ છે, તોપણ ન્હાની વયમાં તેના નીતિના વર્ત્તનને આપેલું વલણ અતિ અગત્યનું છે. એકાદ સર્વથી ઉંચા મનના ફિલસુફને દરરોજના દુઃખાસ્પદ, અનીતિવાન અને નીચ સહવાસમાં મૂકયો હોય તો તે પણ બેમાલૂમ રીતે માનવીપણાના લક્ષણુને તજી પશુભાવ પ્રત્યે અનાયાસે આકર્ષિત થતો જશે. ત્યારે જેનું કુમળું મન હરેક વસ્તુની છાપ ઝટ ગૃહણ કરે એવું હોય છે તેવા બિચારા લાચાર બાળકને એવા જ દુષ્ટ સંજોગોની વચ્ચે મૂકયું હોય તો તેને વિષે શું ધારવું ! માણુસ જાતના મનનો સ્વભાવ પ્રવાહી પદાર્થની પ્રકૃતિને મળતો છે, કે જે હમેશાં નીચી જગ્યા તરફ પોતાનું વલણ પકડે છે; તેમાં

વળી મૃદુ સ્વભાવનાં, નિખાલસ મનનાં, અને કોમળ અંતઃકરણનાં બાળકને, દુર્વાનીત, દુઃખમય, અને દૂષિત સ્થિતિની વચ્ચે કેળવવું એ ખરેખર અતિ અશકય છે.”

“ત્યારે હવે જે બાળકો મોટાં થશે ત્યારે પુરૂષો કે સ્ત્રીયો કહેવાશે, તેમને ઉછેરવાનું આશ્રમ જે ઘર તે પણ તેની વ્યવસ્થા ચલાવનાર તંત્રીના પ્રમાણમાં સારૂં કે નરસું ગણાશે. જે ઘરમાં પ્યાર અને ફરજનું-પ્રીતિ અને ધર્મનું તત્વ વ્યાપી રહ્યું છે-જ્યાં મન અને અંતઃકરણ દક્ષતાથી રાજ્ય કરે છે-જ્યાં દરરોજની જીંદગી પ્રમાણિકપણામાં અને સદાચરણમાં ગુજરે છે-જ્યાં વ્યવસ્થા કરનાર ઉપરી સ્નેહાળુ, માયાળુ, અને પ્રેમાળુ હોય છે, તો તેવા ઘરમાંથી આરોગ્ય, ઉપયોગી અને સુખી જીવડાં ઉત્પન્ન થવાની આશા આપણે સહજ કરીશું. આવાં ઘરમાં તેમને જોઇતું બળ મળવાથી તેઓ એટલાં તો શક્તિમાન થાય છે કે, પોતાનાં માતાપિતાનાં પગલાં પર પ્રવૃત્ત

થઈને, તેઓ પોતે સત્ય ન્યાય અને ડહાપણથી વર્ત્તે છે એટલું જ નહિ, પરંતુ પારકાઓના કલ્યાણમાં ઉદ્યુક્ત રહે છે.”

“તેટલા માટે ઉત્તમ વ્યવસ્થિત ઘર તો તે જ છે કે જેમાં શિક્ષણ સર્વથી સંપૂર્ણ મળે છે–છતાં તે જરાએ જાણવામાં આવતું નથી. ત્યાં નીતિનું શિક્ષણ કુદરતના કાયદાની માફક કામ કરે છે. જેઓ એના અમલના અવલંબનમાં આવે છે, તેઓ અનાયાસે એને આધીન થાય છે; અને એ પ્રમાણે માનવચર્યાનું આખું બંધારણ, જ્યાં સૂધી તેના પર સહવાસ અને પરિચયરૂપી બાહ્ય પડ બંધાયાં નથી ત્યાંસૂધી, કોઇ અદૃશ્ય અને અસ્પષ્ટ સત્તાથી તે ઘડાતું જાય છે.”

ઘરમાં સુશિક્ષણ મળવાની કેટલી બધી જરૂર છે, તે મિસિસ શિમ્મેલ્પેન્નિંક નામની એક બાઈ પોતાની સ્મરણપોથીમાં નોંધેલી એક ખરી બનેલી વાતના વર્ણનમાં અજાયબ જેવી રીતે દર્શાવે છે:—“તે કહે છે કે, ‘એક સ્ત્રી પોતાના સ્વામી સાથે ઇંગ્લંડ અને

યુરોપખંડના બીજા દેશોના જે આશ્રમમાં ચળેલ માણસોને તેમની મહાવજત કરવા માટે રાખે છે, તે માંહેલાં ઘણાં ખરાં આશ્રમો તપાસવા ગઇ હતી. તેમાં તે બાઈને એવું જોવામાં આવ્યું કે, ઘેલાપણાના સપાટામાં આવેલા દરદીઓમાં મોટી સંખ્યા તો બાળકોની જ હતી; અને તપાસ કરતાં એવું માલૂમ પડયું કે એ બાળકોની ઇચ્છાશક્તિ ઉપર ન્હાની વયમાં કેળવણી રૂપી કાબુ કવચિત્ જ હતો '—અર્થાત્, તેમનાં વલણ ને સુશિક્ષણથી સુમાર્ગે દોરવામાં આવેલ નથી; પરંતુ જેઓ મ્હોટાં કુટુંબમાં રહેનારાં હોય છે, અને જેઓ જાતિ શિક્ષણમાં કેળવાય છે, તેઓ એ દર્દના ભોગ થતાં નથી."

"ત્યારે હવે ઉલટી બાજુ તપાસીશું તો માલૂમ પડશે કે, જો બાળકોને અજ્ઞાનતા, અણઘડતા, અને સ્વાર્થીપણાના સહવાસમાં મૂક્યાં હોય, તો તેઓ મ્હોટી વયમાં આવતાં અનાયાસે એવું જ વર્ત્તન પકડશે, અને તેઓ પણ જંગલી અને અણઘડ નિવડશે;

એટલું જ નહિ, પણ જો તેઓ કહેવાતી સુધરેલી જીંદગીની અનેક તરેહની મિથ્યા લાલચોમાં ફસ્યાં તો તેઓ જનમંડળને અધિક નુકશાનકારક નિવડવાનાં. એક **પ્રાચીન ગ્રીક** કહેતો કે, ' તમારાં બાળકને કેળવવાને એક **ગુલામ** પાસે મૂકો, એટલે તમને **એકને બદલે બે ગુલામ** મળશે. ''

દુનિયાંના સુધરેલા દેશોમાં પણ જે કુટુંબોમાં શ્રીમંતાઈને લીધે અને મોજશોખમાં ગરકાવ થઈને પોતાનાં બાળકોને **ચાકરોને સ્વાધીન કરી** પોતે બેદરકાર રહી તેમને જ હાથે ઉછેરવાને કેળવવા દે છે, તથા આપણા દેશમાં પણ શ્રીમંત વર્ગના અને બીજા લોકો જેઓ તેમની નકલ કરતાં શીખે છે તેમને માટે આ એક અચ્છો ફટકો છે. એવા રિવાજથી પોતાને, જનમંડળને, તેમજ દેશને કેવું નુકશાન થાય છે તે હું આગળ દર્શાવનાર છું, માટે આ ઠેકાણે તેનું લંબાણ ન કરતાં પ્રસ્તુત વિષયને આગળ ચલાવું છું.

" બાળક જે કંઈ જુએ છે તેની નકલ કર્યા વગર રહેતું જ નથી, એ તો એનો સ્વભાવ જ હોય છે. આસપાસની પ્રત્યેક વસ્તુ અને બનાવો તેની આગળ નમુનાનો અર્થ સારે છે—રીતભાત, ચેષ્ટા, વાણી, આદત અને વર્તણુક, એ સર્વે તેની પાસે આવેલા નમુના પ્રમાણે જ તેનામાં પ્રવેશ કરે છે. રિચ્ચર નામનો એક લખનાર કહે છે કે, ' બાળકને માટે જીંદગીમાં સર્વથી અગત્યનો કાળ બચપણનો જ છે, કે જે વયમાં તે બીજાઓના સહવાસમાં રહી પોતાની જીંદગીનો ચિતાર રંગવા માંડે છે, અને તેનો બાંધો રચવા માંડે છે. પ્રથમના શિક્ષક કરતાં નવા આવતા શિક્ષકની તેના પર ઓછી અસર થાય છે. તે એટલે સૂધી કે, જો આપણે એવું ધારિયે કે આખી જીંદગી એ એક કેળવણી લેવાની નિશાળ જ છે, તો પૃથ્વી-પ્રદક્ષિણા કરનારના મન પર જેટલી તેની માતા કે દાઈએ અસર કરી હશે, તેટલી દુનિયાની જે સર્વ પ્રજાઓ તે જોતો જશે તેઓની અસર તેના મન પર

અમલ કરી શકશે નહિ.' તે વાસ્તે બાળકની પ્રકૃતિ ઘડવામાં નમુનાઓની પ્રત્યેક અગત્ય રહે છે; અને જો આપણે તેમનું જીવન ઉત્તમ પ્રતિનું નિવડવાની ઇચ્છા કરીએ તો જરૂર કરીને આપણે તેમની આગળ ઉત્તમ પ્રતિના નમુના મૂકવાની પેરવી કરવી." હવે માતા-રૂપી નમુનો બાળકની આંખ આગળ નિરંતર રહે છે. માટે આવતા પત્રમાં માતાની સત્તા ઘરમાં બાળકનું વર્તન રચવામાં કેટલી હોય છે તે વિષે હું કહીશ.—તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સોભાગ્યશોભન

પુરૂષોત્તમ નારાયણજીની આશીષ.

## પત્ર ૭ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના વૈશાક વદિ ૮ રાવવાર,
તા૦ ૧૫ મી મે ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી રામ.**

મારા છેલ્લા પત્રમાં મેં બાળકની કેળવણીનો પાયો રચવાનું ઉત્તમ અને મુખ્ય સ્થાન ઘર છે તે વિષે વિસ્તારથી કહ્યું. હવે આ પત્રમાં, ઘરમાં સુજ્ઞ માતાનું ઉપરીપણું અને સત્તા કેટલી હોય છે અને તે બીજાં ઘરનાં માણસો પર—તેમાં મુખ્યત્વે કરીને બાળકોના વલણ ઉપર—કેટલી અસર કરે છે, અને તેટલા માટે તેના દ્રષ્ટાંત અને શિક્ષણની કેટલી બધી જરૂર છે તે વિષે ડૉ. સ્માઈલ્સના અભિપ્રાયમાં જ કહીશ:—

"જ્યોર્જ હર્બર્ટ કહેતો કે, 'એક સુજ્ઞ માતા સો મહેતાજીઓનો અર્થ સારે છે.' તે 'લોહચુંબકની પેઠે સર્વેના અંતઃકરણને આકર્ષિત કરે છે; અને જેમ એક વહાણવટીની નજર મહા સમુદ્રમાં હમેશાં

ધ્રુવ નક્ષત્ર તરફ રહે છે, તેમ ઘરમાં સર્વ કોઈની આંખ ફરી ફરીને માતા ઉપર જાય છે.' માતાનું અનુકરણ કરવાનું કાર્ય ત્યાં હંમેશાં જારી જ હોય છે. જે અનુકરણને લૉર્ડ બેકન 'એક સુશિક્ષાઓના ગોળા' ની સાથે સરખાવે છે. પણ શિખામણ કરતાં દૃષ્ટાંત એ અધિક છે. દૃષ્ટાંત એ કૃતિના રૂપમાં શિખામણ છે—એ શબ્દો વિનાનું શિક્ષણ છે. જેટલું વાણીથી નથી શિખવાતું તેથી વધારે દૃષ્ટાંત શિખવે છે. ખરાબ દૃષ્ટાંતની આગળ સર્વ ઉત્તમ શિખામણો વ્યર્થ જાય છે. દૃષ્ટાંતનું અનુકરણ કરાય છે, પણ શિખામણોનું તેમ થતું નથી. ખરેખર રહેણીની આગળ કહેણી કંઇ જ નથી, બલકે પહેલી વિના બીજી ઉલટી અધિક ખરાબ છે; કારણ કે તેથી માત્ર પેલો હિચકારો દુર્ગુણ–'મિથ્યાભિમાન'–શિખાય છે. ન્હાનાં છોકરાં પણ પૂર્વાપર સંબંધથી હરેક વાત ઘટે છે કે નહિ તેનો વિચાર કરવાની શક્તિ ધરાવે છે, અને જો મા કે બાપ કહે એક ને પડે કરે

બીજું, તો તેની શિખામણનું તોલ તે સમજી લે છે.” પોતે કેફની ઝુમમાં રહી કેફ ન કરવા વિષે કોઇ બોધ આપવા નિકળશે તો કવચિત્‌જ કોઇ માનશે.

“કૃત્યોના અનુકરણથી માણસની વર્ત્તણુક જો કે ધીમેથી અને ન જણાય તેવી રીતે ઘડાય છે, તોપણ તે અંતે દઢ થાય છે. કેટલાંએક કામ જાતે બિશાત વગરનાં માલૂમ પડે છે; પણ દરરોજની જીંદગીનાં સર્વ કામો જોઇશું તો એવાં જ છે–છતાં પરિણામે કંઈ મ્હોટું રૂપ પકડે છે.” ‘ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય’, ‘ઉંચેથી પાણીનું ટીપું ટીપું નિરંતર પડવાથી નીચેના પથ્થરમાં પણ ખાડો પડે છે.’ “એ જ પ્રમાણે દરરોજનાં કૃત્યોથી આદત બંધાય છે, અને તેથી અંતે મનુષ્યપ્રાણીના શુભાશુભને માટે કાર્યકારીપણું સુદઢ થાય છે; એટલે ટુંકામાં કહીએ તો જીવનચર્યાનું બંધારણ ઘડાય છે.”

"બાળકની વર્ત્તણુક અને કૃત્યો પર બાપના કરતાં માતાનો અમલ અને તેની અસર વધારે હોય છે, અને તેટલા જ માટે ઘરમાં માતાના સારા દ્રષ્ટાંતની એટલી બધી વધારે જરૂર છે. આમ હોવાનું કારણ ઉઘાડું જ છે. ઘર તે સ્ત્રીનું ગૃહરાજ્ય છે, જ્યાં તે પોતાની સંપૂર્ણ સત્તાનો અમલ કરે છે. પોતાની જે ન્હાનકડી પ્રજા ઉપર તે ત્યાં રાજ્ય કરે છે, તેના ઉપર તેની આપખુદ સત્તા ચાલે છે. તેઓ પણ દરેક વસ્તુને માટે એની સામા જ જુએ છે. આ ગૃહરાજ્ય-ની રાણી—માતા, એ જ તેમની નજર આગળ નિરંતર દ્રષ્ટાંત અને નમુનારૂપે હોય છે, કે જેનું અવલોકન અને અનુકરણ તેઓ અનાયાસે કરે છે."

"કાઉલી નામનો કવિ, ન્હાનપણમાં લાગતી દ્રષ્ટાંતની અસર વિષે, અને બાળપણમાં મનમાં ઠસતા વિચારો વિષે બોલતાં તેમને એક ઝાડના ન્હાના છોડ-વાની છાલમાં કોતરેલા અક્ષર સાથે સરખાવે છે; જે પેલા ઝાડની સાથે જ વખત જતાં મ્હોટા થતા જાય

છે. એ વખતે પડેલી છાપ ગમે એટલી ઝીણી દેખવામાં આવતી હોય, તોપણ કદી નષ્ટ થતી નથી. જે વિચારો એ વખતે મનમાં રોપાય છે તે જ મનમાં વાવેલા બીના જેવા છે, જે કેટલોક વખત ત્યાં રહીને તેમાંથી અંકુર ફુટે છે, અને પછી તેમાંથી કૃત્યો, વિચારો ને આદતો રૂપી ડાળીઓ ઊગી નીકળે છે. એ પ્રમાણે જાણે માતા જ પાછી પોતાનાં છોકરાંઓમાં સજીવન થાય છે. તેની રીતભાત, તેની વાણી, વર્ત્તણુક, અને રહેણીની રીતિથી જ બાળકોનું બંધારણ બેમાલૂમ રીતે બંધાય છે. તેની આદતો પણ તેઓમાં તે જ આવે છે; અને તેનું સર્વ વર્ત્તન જાણે તેઓમાં પાછું જ જન્મ પામ્યું હોય એમ ખુલ્લી રીતે દેખાય છે. ”

“ માણસ જાતમાં માતાનો પ્યાર એ સાક્ષાત્ વિષ્ણુનો ( પાલક શક્તિનો ) અવતાર છે. એની સત્તા સાશ્વત અને જગદ્વ્યાપી છે. મનુષ્ય પ્રાણીની જીંદગીની સાથે જ જે કેળવણીની શરૂઆત થાય છે તે

એનાથી જ થાય છે, અને એ કેળવણીની એક સારી વર્તણુક માતા બચ્ચાંઓના ઉપર તેઓના જીવતરમાં પોતાની ગાઢી અસરથી આપે છે. તેઓ જ્યારે સંસાર સમુદ્રમાં પોતાનું વહાણુ ઝોકાવે છે અને કષ્ટ, કાળજી, અને અજમાયશની વચ્ચે પોતપોતાનું કામ સંભાળવા માંડે છે, ત્યારે પણ મુશીબત અને આફતને ટાંકણે, જો કે શિખામણને માટે નહિ, તોપણ દિલાસાને ખાતર પોતાની પ્યારી માતાને યાદ કરે છે. ન્હાની વયમાં પોતાના બાળકોના મનમાં જે પવિત્ર અને શુભ વિચારો રૂપી બી તેણે રોપ્યાં હોય છે, તે છેક તેના મરણ પછી પણ સુકૃત રૂપી ઝાડ થઇને ઉગ્યાં કરે છે; અને જ્યારે તેની પાછળ કંઈ જ નહિ પણ ફક્ત તેની યાદગીરી જ રહેલી હોય છે, ત્યારે તેનાં છોકરાંઓ ઉઠીને તેનો આશીર્વાદ માગે છે."

"દુનિયાનું સુખ કે દુઃખ, ઉન્નતિ કે અવનતિ, વિજ્ઞાન કે અજ્ઞાન, સુધારો કે બગાડો એ સર્વનો આધાર, પોતાના ખાસ ગૃહરાજ્યમાં સ્ત્રી જે સત્તા

ચલાવે છે તેના ઉપર ઘણે દરજ્જે રહેલો છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.” એમર્સન ખુલ્લા દિલથી અને ખરા અંતઃકરણપૂર્વક કહે છે કે, ‘ખરેખર સારી સ્ત્રીઓની ઘરમાં સત્તા એ જ સુધારાનું પૂરતું માપ છે.’ માતાના ખોળામાં સૂતેલાં બાળકના સ્વરૂપમાં જ ઉગતો જમાનો આપણી નજરે પડે છે. આ બાળક પરિણામે કેવું નિવડશે તે મુખ્યત્વે કરીને તેના આ પહેલા અને મહાન્ સત્તાધારી શિક્ષક થકી મળતા શિક્ષણ અને દૃષ્ટાંત ઉપર આધાર રાખે છે.”

“બીજા બધા શિક્ષકો કરતાં સ્ત્રીજાતમાં અધિકતા એટલી જ છે કે, તે માયાળુપણે શિક્ષણ આપે છે. પુરૂષ એ ભેજું છે, પણ સ્ત્રી એ માણસ જાતનું દિલ છે; પુરૂષ એ તેની વિવેકબુદ્ધિનું ઠેકાણું છે, પણ સ્ત્રી તેની લાગણીનું સ્થાન છે. પુરૂષ તેની કૌવત છે, પણ સ્ત્રી તેની શોભા, ભૂષણ અને વિશ્રાંતિ છે. ઉત્તમ સ્ત્રીની સમજશક્તિ પણ તેની પ્રીતિદ્વારા પ્રાયઃ પોતાનું કાર્ય કરતી જણાય છે. આ પ્રમાણે જો કે

પુરૂષ બુદ્ધિને દોરનાર છે, તોપણ સ્ત્રી એ લાગણીઓને ખિલવનાર છે, કે જે મનુષ્યવર્ત્તનના બંધારણમાં મુખ્ય વસ્તુ હોય છે. પુરૂષ જે વાત પર આપણો વિશ્વાસ બેસાડે છે, તે પર સ્ત્રી આપણને પ્રીતિ કરતાં શિખવે છે, માટે જ સદ્‌ગુણ પ્રત્યે આકર્ષિત થવાને તે ( સ્ત્રી ) આપણને બહુધા શક્તિમાન કરે છે."

"સૌથી ગરીબ ઘરમાં પણ જો એક સદ્‌ગુણી, ઉદ્યોગી, કરકસરથી સંસાર ચલાવનારી, આનંદી, અને સ્વચ્છતાવાળી સ્ત્રીનું ઉપરીપણું હશે તો, તેને તે વિશ્રાંતિ, નેકી, અને સુખનું સ્થાન બનાવી દેશે; ત્યાં ગૃહકુટુંબને લગતી દરેક યોગ્યતા નજરે પડશે; ઘણાએક ખુશી ઉપજાવનાર સંજોગોથી આ ઘર માણસને વ્હાલું લાગશે; કારણ કે અહિં અંતઃકરણને આશ્રય મળે છે, સંસાર સમુદ્રના તોફાનો થકી રક્ષણ મળે છે, શ્રમ કીધા પછી આરામ લેવાનું એ વિશ્રાંતિસ્થાન છે; એ વિપત્તિનો દિલાસો અને સંપત્તિનો મોભો છે; અને સર્વ કાળમાં સર્વથા આનંદ આપનારૂં એ જ છે."

"એ પ્રમાણે સારું ઘર એક ઉત્તમ નિશાળ છે—માત્ર બાલ્યાવસ્થાને જ માટે નહિ, પરંતુ વૃદ્ધાવસ્થાને માટે પણ ત્યાં બાળક અને વૃદ્ધને આનંદીપણું, ધૈર્ય, મનોજિતપણું, અને ધર્મ તથા કર્તૃત્વના તત્વનું શિક્ષણ મળે છે. જ્યૉર્જ હર્બર્ટની માતા વિષે ઐઝાક વૉલ્ટન કહે છે કે 'પોતાનાં કુટુંબનાં માણસોને તે એવી તો વિવેકબુદ્ધિ અને સાવધાનપણે ચલાવતી હતી, અને તેમના પર જરાએ સખ્તાઇ કે અણગમો ન વાપરતાં, ન્હાનપણને જુગતું આનંદીપણું અને વિશ્રાંતી આપનાર એવા તો મૃદુસ્વભાવથી સત્તા ચલાવતી હતી, કે તેમને સર્વને એમ લાગતું કે તેણીનો સહવાસ જરા વાર પણ મૂકીએ નહિં; આથી તેણીને પોતાને પણ ઘણો સંતોષ રહેતો હતો."

"ઘર એ સભ્યતાની ખરી નિશાળ છે, જ્યાં સ્ત્રી જ હમેશાં ઉત્તમ અભ્યાસ કરાવનાર શિક્ષક હોય છે. સ્ત્રી વગર માણસની સ્થિતિ, પેલી કહેવત પ્રમાણે 'મા વછુટાં વાછરડાં'ના જેવી થતે. પરોપકાર બુદ્ધિ-

નાં કીર્ણ ઘરમાંથી જ પ્રથમ બહાર ઝળકે છે; જાણે તે જ તેઓનું કેંદ્રસ્થાન હોયની ! બર્ક કહે છે કે ‘જનમંડળમાં એક ન્હાની સરખી ટોળી કે મંડળીને ચહાવું એ જ લોકપ્રીતિનો અંકુર છે.’ મર્યાદા ન લોપાય એવા ઘરકુટુંબના મંડળની વચ્ચે ‘છોકરાંઓની પીઠ પાછળ બેસવાને માટે મ્હોટા મહાજનો પણ શરમાયા નથી; તેઓએ તો ઉલટું તેમાં સુખ અને આનંદ માન્યાં છે.’ આ ઠેકાણે પોતાની પવિત્રતા અને ઇતિકર્તવ્યતા સંભાળીને ચાલવું એ જ જાણે જનહિતકારી કામો અને ફરજ બજાવવાને માટે એક ઉત્તમ ગેરવી હોયની તેની પેઠે છે. અને જે માણસ પોતાના ઘરને ચહાય છે તે પોતાના દેશને કંઇ ઓછા ભાવથી ચહાશે નહિ, પરંતુ તેની અધિક પ્રેમથી સેવા બજાવશે.”

“ છોકરાંઓની વર્તણુકનો આધાર તેની માતાઓની વર્ત્તણુક પર કેટલો બધો રહે છે, તેનો એક નવાઈ જેવો દાખલો મિ. ટફ્નેલ્લે આપેલા એક નિશાળ-

ના રીપોર્ટમાંથી અણુચિંતવ્યો મળી આવે છે. આ દાખલાની સત્યતા એટલા ઉપરથી નિશ્ચિત થાય છે કે તે વ્યાપાર ધંધાના કામમાં પણ ઉપયોગી થઈ પડે એવો છે. તે કહેછે કે 'એક મ્હોટા કારખાનામાં ઘણુંએક છોકરાંઓને કામે લગાડવામાં આવતાં હતાં; ત્યાં પૂછપરછ કરતાં એમ જણાવવામાં આવ્યું કે, આ કારખાનાના ઉપરીઓ છોકરાંને કામ પર રાખતી વખતે પ્રથમ તેની માતાની વર્ત્તણુક વિષે પૂછયા કરતા, અને જો તે સંતોષકારક માલમ પડતી, તો તેઓની ઘણે દરજ્જે ખાત્રી થતી કે એ માતાનાં છોકરાં આબરૂથી અને મનમાનતી રીતે કામ કરશે. આ ઠેકાણે તેના બાપની આબરૂ કેવી છે તેના પર કંઇ જ ધ્યાન આપવામાં આવતું નહતું."

"વળી અવલોકનથી એવું પણ માલમ પડયું છે કે, જે કુટુંબમાં બાપ ખરાબ નિવડયો હોય-દારૂડીઓ થઇને હાલહવાલ થઈ ગયો હોય-પણ માતા શહાણ-પણ ને સુવિચારવાળી હોય છે, તોએ તે કુટુંબ એકઠું જ રહે છે, અને છોકરાંઓ આબરૂથી જ ઘણું

કરીને પોતાની જીંદગી ગુજારે છે. આવું ઘણે ઠેકાણે બને છે. પરંતુ એથી ઉલટા બનાવો એટલે મા ખરાબ નિવડી હોય, અને બાપ ગમે એવા સારા વર્તનથી ચાલતો હોય, તોપણ તેનાં છોકરાંઓ પોતાની પાછલી જીંદગીમાં ફતેહમંદ નિવડયાં હોય એવા દાખલા ઉપલા સાથે સરખાવતાં ઘણા જ થોડા બને છે. ”

“ મનુષ્ય વર્ત્તનનું બંધારણ રચવામાં સ્ત્રીઓના સામર્થ્યની જે અસર લાગે છે, તેનો ઘણો ખરો ભાગ અવશ્યે કરીને બેમાલૂમ રહે છે. તેઓ પોતાનું કામ ઘરકુટુંબના શાંત એકાંતવાસમાં, જારી પ્રયત્ન અને સહનશીલ ખંતીપણાથી પોતાનો ધર્મ સમજી બજાવતી ચાલી જાય છે. તેઓનાં મહાન્ વિજયી કૃત્યોની કવચિત જ નોંધ લેવાય છે, કારણ કે તેઓ ખાસ ઘરના ખુણામાં બને છે. પ્રખ્યાત પુરૂષોનાં જન્મચરિત્રોમાં પણ, તેની માતાઓએ તેમનું વર્ત્તન ઘડવામાં અને તેમને સારૂં વલણ આપવામાં જે ભાગ લીધેલો હોય છે તે વિષે ઘણીવાર આપણા સાંભળવામાં પણ આવતું નથી. તોપણ તેનો બદલો તેમને

મળ્યા વગર રહેતો નથી. તેઓએ જે સામર્થ્ય વાપર્યું હોય છે તે જો કે નોંધાતું નથી, તોપણ તેમની પછવાડે તે સજીવન રહે છે, અને તેનાં પરિણામો ઉત્તરોત્તર અધિકતાને પામે છે."

"આપણે જેમ ઘણીવાર મહાપુરૂષોનાં ચરિત્રો વાંચીયે કે સાંભળીયે છીએ તેમ મહાન્ સ્ત્રીઓ વિષે સાંભળતા નથી; પણ ભલી કે સારી સ્ત્રીઓ વિષે આપણે ઘણી વાર સાંભળ્યું હશે; અને જો લોક કલ્યાણાર્થે પુરૂષ કે સ્ત્રીના વર્તનની ન્યૂનાધિકતાનો નિર્ણય કરવા બેસશું તો માલમ પડશે કે, ઉંચાં ચિત્રો રંગવાં, પુસ્તકો લખવાં કે કાવ્ય નાટકાદિ રચવાં, તે કરતાં પણ તેઓ વધારે મ્હોટાં કાર્યો કરે છે. તેઓએ બીજગણિત કે દુર્બીન, કે વરાળયંત્ર જેવી શોધો કરી નથી, એ ખરૂં; પણ આ બધા કરતાં તેઓએ કંઇક વિશેષ મ્હોટું ને વધારે સારૂં કર્યું છેઃ દુનિયાનાં સર્વથી ઉત્તમ રત્નો, ખરા પ્રમાણિક અને સદ્‌ગુણી નરો અને નારીઓ, એ સહુ તેઓના જ પગ આગળ કેળવણી પામ્યાં છે."

આપણા આર્યદેશના મહાવિદ્વાન્, પરમધાર્મિક, નીતિવાન, શૂરવીર, સત્યવાદિ, અને પરોપકારી મહાન્ યોગીઓ, તત્વવેત્તાઓ, રાજર્ષિયો, અને યોદ્ધાઓ; તેમજ સતી શીલવંતી, પતિવ્રતા, ધર્મનિષ્ઠ, વિદુષી, અને ગૃહરક્ષક એવી સ્ત્રીઓ; જેમનાં ચરિત્રો ભારતરામાયણાદિ ઐતિહાસિક પુસ્તકોમાં પ્રસિદ્ધ છે, તે સર્વે ઉત્તમ માતાઓના ઉત્તમ ગૃહશિક્ષણના પ્રતાપથી જ ઉન્નતિને પામ્યાં છે. આમાંનાં કેટલાંએકનાં નામ હું પ્રથમ આપી ગયો છું, એટલે હવે ફરીથી વિસ્તાર કરવાની જરૂર જોતો નથી. પરંતુ તે કાળ પછી પશ્ચિમખંડોમાં જે મહા પુરૂષો ગૃહશિક્ષણથી ઉછર્યા છે તેઓના થકી તમે અજાણ્યાં હશો માટે તેમનાં થોડાંએક દૃષ્ટાંતો મારા આવતા પત્રમાં દાખલ કરી, “ઘરમાં માતાની સત્તા અને તેની ગૃહશિક્ષણમાં અસર” એ વિષય પૂરો કરીશ. તુરત એજ—

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરૂષોત્તમ નારાયણજીની આશીષ.

# પત્ર ૮ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના વૈશાક વદિ ૧૧ બુધે,
તા० ૧૮ મી મે ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી રામ.**

યુરોપ અમેરિકામાં પણ ગૃહશિક્ષણ, એ જ વિદ્યાવૃદ્ધિનું અને દેશોન્નતિનું મુખ્ય કારણ બન્યું છે. જે જે મહાપુરૂષો થયા તેઓ પોતાની માતાઓએ બાળપણમાં કેળવણી આપવાને લીધે ઉત્કર્ષને પામ્યા છે; તેનાં થોડાં એક દૃષ્ટાંત, મારા પાછલા પત્રમાં જણાવ્યા મુજબ ડૉ. સ્માઇલ્સના વચનોના સારમાં અત્રે આપું છું.

"નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે બાળકનાં ભવિષ્યનાં સારાં નરસાં વર્તનનો આધાર કેવળ તેની માતાના ઉપર જ હોય છે. પોતાના જીવતરની ઉન્નતિ પણ પોતાની મનોવૃત્તિ, બુદ્ધિ, અને સ્વાધીનતા સંબંધી

પોતાની માતાએ ઘરમાં આપેલી કેળવણીથી જ થઇ છે, એમ તે જણાવતો. આજ્ઞાંકિતપણાનો ગુણ પણ તે પોતાની મા પાસેથી જ શીખ્યો હતો. ”

“ સેન્ટ આગસ્ટાઇનની ઉન્નતિ તેની મા અને તેના બાપ એ પ્રત્યેકના જૂદા જૂદા પ્રયત્નથી થઈ હતી. આ તરફ તેનો બાપ, જે ગરીબ સ્થિતિમાં છતાં પોતાના પુત્રની બાલ્યાવસ્થામાં ઉંચી મનશક્તિ જોઈ મનમાં મલકાતો તેને ઉત્તમ શાળા શિક્ષણ આપવાનો નિશ્ચય કરી, પોતાને ન પરવડતાં છતાં પોતાની શક્તિ ઉપરાંત ખર્ચ વગેરે કરવાનો એટલો તો પ્રયત્ન કરતો કે જેથી તેના પાડોશીઓ પણ તેનાં વખાણ કરતાં. બીજી તરફથી તેની મૉનિકા નામની માતાએ તેની મનોવૃત્તિનું વલણ ઉત્તમ માર્ગે દોરવાનો પ્રયત્ન કરવા માંડયો, અને દુર્વ્યસનથી દૂર રહી શીલવંત થવાને અત્યંત કાળજીથી હમેશ તેને બોધ અને શિક્ષાનું સિંચન કરતી. પોતાની નિત્ય નેમની પ્રાર્થનામાં પણ ઇશ્વર પાસે એ જ ચિંતવન કરતી.

આ કાર્યની છાપ બાળપણથી જ તેના મનપર પડતી તેથી તેને અસર થઈ. અંતે તેની માતાની પ્રાર્થના અને પ્રયત્ન બન્ને ફળીભૂત થયાં."

"અંગ્રેજી ભાષાનો પ્રથમ શબ્દકોષ રચનાર ડૉ. સૅમ્યુઅલ જૉન્સનના જીવનચરિત્રમાં માયાળુપણાનો ગુણ તેની માતાથકી જ પ્રાપ્ત થયો હતો. ધર્મની પહેલી લાગણી તેની માતાથકી જ તેનામાં ઉત્પન્ન થઈ, અને તેની છાપ તેણે તેના મનમાં મજબૂત બેસાડી હતી. પોતે જ્યારે પચાસ વર્ષની ઉમ્મરનો હતો અને તેની માતા નેવું વર્ષની હતી, તે વખતે તેને લખેલા પત્રોમાં તેણે એક સરખી રીતે તેની જબરી સમજ-શક્તિનાં વખાણ કર્યાં છે. પોતે તંગીમાં છતાં પણ પોતાની માતાને માટે જોઇતાં સુખસાધન તે મેળવી આપતો. પોતાની માતા પ્રત્યે પુત્રભક્તિ અદા કરવાને છેલ્લું કૃત્ય જે તેણે કર્યું તે 'રાસેલાસ' નામનો ગ્રંથ હતો, જે રચીને તેની ઉપજમાંથી તેનું થોડુંક કરજ

હતું તે ચૂકવ્યું, અને બાકી તેની ઉત્તરક્રિયામાં ખર્ચ્યું."

"અમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સને સ્વતંત્ર કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપનાર જ્યૉર્જ વૉશિંગ્ટન જ્યારે માત્ર અગિયાર વર્ષની વયનો હતો, ત્યારે તેનો પિતા મરણ પામ્યો, અને તેની માતાને વિધવાપણું પ્રાપ્ત થયું. પાંચ ભાંડુઓમાં વૉશિંગ્ટન સૌથી મ્હોટો હતો. તેની માતા ઉત્તમ ગુણની સ્ત્રીઓમાં વિરલી જ હતી. યુક્તિઓ શોધવામાં કુશળ, કામકાજ કરવામાં અને તે વ્યવસ્થાપૂર્વક ચલાવવામાં ઉત્તમ અને ઉંચા પ્રકારના વર્ત્તનથી દૃઢ શક્તિ ધરાવતી એક ઉમદા સ્ત્રી તે હતી. એ બાઈને માથે એકસામટાં આટલાં કામ બજાવવાનાં આવી પડ્યાં હતાં—છોકરાંને ઉછેરવાં તથા તેમને શિક્ષણ આપવું, મ્હોટું ગૃહરાજ્ય ચલાવવું, અને વિશાળ સ્થાવર મિલકતની વ્યવસ્થા કરવી. આ સર્વ કામો તે પૂર ફતેહમંદીથી પાર પાડતી. તેની સારી સમજ, તત્પરતા, માયાળુપણું, ઉદ્યોગ, અને

સાવધપણું, એ ગુણોથી હરેક વિઘ્ન દૂર કરવાને તે શક્તિમાન થતી; અને તેણે વેઠેલાં કષ્ટ અને કાળજીનો ઉમદા બદલો એ મળ્યો કે, પોતાનાં પાંચે બાળકોને સંસારમાં આગળ પડતાં જોવાને તે ભાગ્યશાળી થઈ—જે જે કામમાં તેઓ પડયાં તેમાં પંડે સન્માન પામ્યાં એટલું જ નહિ પણ જે સિદ્ધાંત, વર્ત્તન, અને રહેણી ઉપર તેઓ ચાલતાં તેનું મૂળ કારણ જે તેમની માતા તે પણ સત્કારને પામી."

"નેપોલિયન બોનાપાર્ટની પેઠે જ તેનો હરીફ અને જીતનાર ડ્યુક ઑફ વેલિંગ્ટન પણ પોતાની માતાની કેળવણીથી જ પરાક્રમી નિવડયો હતો. સ્વરૂપ, હાવભાવ, અને વર્ત્તણુકમાં તે જરાકે જરાક પોતાની માને મળતો હતો. તોપણ આશ્ચર્યની વાત એ હતી કે ન્હાનપણમાં તેની મા તેને મૂઢ જેવો સમજતી; અને તેથી તેનાં બીજાં ભાંડુઓ જેટલો પોતાની માને વ્હાલો લાગતો નહોતો. જ્યારે પુખ્ત ઉમ્મરમાં આવ્યા પછી તેનાં પરાક્રમ જોયાં ત્યારે જ તેને તેના વિષે મગરૂબ થવાનું કારણ મળ્યું."

"અમેરિકાના યુનાઇટેડ સ્ટેટ્સનો માજી પ્રેસિડેન્ટ આડેન્સ એક વખત જ્યારે બોસ્ટન શહેરની એક કન્યાશાળાની પરીક્ષા લેવા ગયો હતો, ત્યારે ત્યાંની કન્યાઓએ એક માનપત્ર તેને આપ્યું તેથી તેને ઘણી જ અસર થઈ આવી, અને તે સ્વીકારતાં તેનો જવાબ આપવાનો પ્રસંગ જોઈ તે આ પ્રમાણે બોલ્યો:- "સ્ત્રીઓની કેળવણી અને સહવાસના લાભથી મારા જીવતર અને વર્તન પર થયેલી અસર હજી સુધી મારામાં તાજી છે. માણસ જાતને ઉત્તમ કલ્યાણકારી જે વસ્તુ આપી શકાય તે મને મારી બાલ્યાવસ્થામાં મળેલી છે—એ વસ્તુ તે મારી માતા, કે જે પોતાનાં બાળકોની જીવનચર્યા ઉત્તમ ઘડવાને શક્તિવાન અને આતુર હતી, તેનું સુખ હતું. જે શિક્ષણ (મુખ્યત્વે કરીને ધર્મ અને નીતિનું) આટલી ઉમ્મર સુધી મારામાં ટકી રહ્યું છે, તે તેના થકી જ મને મળેલું છે."

એ પ્રમાણે ઘણાખરા મહા પુરુષોનાં જન્મચરિત્ર

તપાસીશું તો માલમ પડશે કે તેઓ સર્વે ઘણું કરીને ગૃહશિક્ષણથી જ, અને મુખ્યત્વે કરીને બાલ્યાવસ્થામાં તેમની માતાઓની મુખ્ય કાળજીથી જ અને તેમના સારા ગુણની છાપ પડવાથી જ ઉંચા પદને પામ્યા છે. પોતાના રચેલા ગ્રંથ વગેરે લખાણોમાં, અને પોતાનાં પરાક્રમોમાં પોતાની કીર્તિની સાથે પોતાની માતાઓનાં નામ પણ તેઓ અમર કરી ગયા છે.

ઓલીવર ક્રૉમવેલ, લૉર્ડ ચાન્સેલરો બેકન, એસ્કીન, અને બ્રોહામ ; કેનિંગ, કુરૅન, હર્બર્ટ, પેલી અને વીઝલી ; તેમ જ કવિઓ, ગ્રંથકારો, અને ચિત્રકારો,—ગ્રે, ટૉમસન, સ્કૉટ, સાઉથી, બુલ્વર, અને શિલ્લર, ગૉથે, ઇત્યાદિ અનેક મહા પુરૂષો, બાળપણમાં પોતાની માતાઓથી પ્રાપ્ત કરેલા ગુણો અને શિક્ષણના આભારી થયેલા છે. આ બધાનું વિસ્તારથી વર્ણન કરવા બેસીએ તો એક મ્હોટું જુદું જ પુસ્તક થાય ; માટે આ ઠેકાણે તેટલું

લંબાણ કરવાની જરૂર ન જોતાં આ પત્ર એટલેથી જ પૂરો કરું છું.

એ પ્રમાણે સ્ત્રી પોતાના ગૃહરાજ્યમાં કુટુંબનાં માણસો પર ઉપરી દાખલ કેટલી સત્તા ચલાવી શકે છે, અને તેમના ઉપર, વિશેષે કરીને પોતાનાં બાળકો ઉપર પોતાના સદ્‌ગુણ કે દુર્ગુણની કેટલી અસર કરે છે—અને એક ઉત્તમ માતા પોતાના સદ્‌વર્તન રૂપી દૃષ્ટાંતની છાપ પોતાનાં બાળકોમાં બેસાડી તથા તેમને ઉત્તમ કેળવણી આપી દુનિયાંના ભલાને અર્થે કેવાં રત્નો ઉત્પન્ન કરે છે તે વિષે આ પત્રમાં મેં દર્શાવ્યું. હવે આવતા પત્રમાં સ્ત્રીએ ઘરમાં ઉપરી દાખલ પોતાની ફરજ—ગૃહકાર્ય અને બાળકોનું રક્ષણશિક્ષણ, ઉત્તમ રીતે અને સંપૂર્ણપણે બજાવવાને કેવા ગુણ ધારણ કરવાની અને કેવી કેળવણી મેળવવાની જરૂર છે તે વિષે કહીશ. તુરત એજ—

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશીલન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

## પત્ર ૯ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના વૈશાખ વદિ ૧૪, ગુરૂવાર.
તા૦ ૨૧ મે ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતી !

શ્રી રામ.

મેં પ્રથમ કહ્યું છે કે સ્ત્રીઓની મુખ્ય ફરજ ગૃહકાર્ય અને બાળકોનું રક્ષણ તથા શિક્ષણ, એ બે છે. સદ્‌ગુણાદિ નીતિના ગુણો ઉપરાંત વિદ્યા હુન્નરની કેળવણી અને કાર્યકારીપણાના ગુણની જરૂર જેટલી એકમાં છે તેટલી જ બીજીમાં પણ છે. બાળશિક્ષણની સાથે ગૃહકાર્યનો એટલો નિકટ સંબંધ છે કે જો એકની આવડ હોય, તો બીજાની હોવી જ જોઈએ; પણ જો ક્ષણભર એમ ધારીએ કે, કોઈ સ્ત્રી બાળશિક્ષણ પર જ ફક્ત ધ્યાન આપતી હોય, અને ગૃહકાર્યમાં જોઇતા ગુણો વ્યવસ્થા, ક્રમ, ઉદ્યોગીપણું, હિસાબીપણું, કરકસર, ઇત્યાદિ ન વાપરતાં તેથી બેદરકાર રહે તો બાળકને અપાતી કેળવણી અપૂર્ણ

ગણાશે. માતાના સદ્ગુણ અને સદ્વર્તનમાં જ બાળકની કેળવણી પ્રત્યક્ષ મૂર્તિમાન બિરાજે છે, અને તેનું પ્રતિબિંબ બાળકના મગજમાં ફોટોગ્રાફની માફક એવી રીતે પડે છે કે તે પાછું જીવતાં સુધી નાશ પામતું નથી. આમ છે માટે એક સારી સ્ત્રીમાં જેટલી વિદ્વત્તાની જરૂર છે તેટલી જ ગૃહકાર્ય સારી રીતે કરવામાં જોઇતા ગુણોની જરૂર છે. વળી વિદ્યા, વિવેક ને આવડત, તેમજ બીજા સદ્ગુણો, બાળકેળવણીમાં અને ગૃહકાર્યમાં એક સરખી રીતે અગત્યના છે. બાળક પોતાની માતાને ગૃહકાર્યમાં જેવા ગુણોસહિત પ્રવૃત્ત થયેલી જોશે તેવા તેમાં પણ આવશે અને તે તેની કેળવણીનો એક મ્હોટો ભાગ ગણાશે. માટે અત્રે તે વિષે કંઇક કહેવા ધારૂં છું.

ઘર એ એક જાણે રત્નો ઉત્પન્ન કરી તેને ઘસી ઓપી, ઝળકતાં મૂલ્યવાન બનાવવાનું કારખાનું છે. પુરુષ એ ઘર રૂપી કારખાનાનો માલિક છે, ને સ્ત્રી તેને વ્યવસ્થાપૂર્વક ચલાવનાર તંત્રી ( મેનેજર ) છે.

માલિક પોતાની સર્વ કમાઈનો પૈસો એક કારખાનામાં થાપણ દાખલ રોકે છે; અને તંત્રી પોતાના તનમનનું સર્વ સામર્થ્ય તેમાં વાપરે છે; માટે તે પણ એ કારખાનામાંથી થતાં લાભહાનિમાં ભાગીદાર છે. હવે હરેક કારખાનાની ઉપજમાં જેમ સ્વાર્થ અને પરમાર્થ બન્નેનો લાભ રહેલો છે—એટલે, ધણી તેથી થતા નફાનો ભોગવનાર થાય છે, અને લોકો તેથી ઉત્પન્ન થતી વસ્તુનો લાભ લે છે; તેમ જ આમાં પણ છે. સુખ, શાંતિ, આરામ, ને આનંદરૂપી નફાના ભોગી માલિક ને તંત્રી બન્ને ભાગીદાર થાય છે; અને સુપુત્રપુત્રીરૂપી રત્નોનો લાભ જગતને મળે છે. આ રત્નોને ઉત્પન્ન થયા પછી કેળવણીરૂપી સંઘાડાપર ચ્હડાવી, ઘસી, ઓપીને દુનિયાંમાં દીપી નીકળે એવાં બનાવવાં એ ઘણું કરીને તંત્રીના હાથમાં હોય છે. ઘરરૂપી કારખાનાનો સઘળો આધાર અને તેના માલિકનો સઘળો વિશ્વાસ તંત્રીના ઉપર હોય છે. માટે એવું ઉત્તમ કારખાનું (ઘર) ચલાવવામાં

જોઈતા ગુણો માતારૂપી તંત્રીએ ધારણ કરવાની ઘણી જરૂર છે.

હું પ્રથમ કહી ગયો છું કે, " 'વૉશિંગ્ટનની મા કામકાજમાં ઉત્તમ પ્રવીણતાવાળી સ્ત્રી હતી.' આ ગુણ એક સ્ત્રીને તેના સ્ત્રીપણાને યોગ્ય છે, એટલું જ માત્ર નહિ, પરંતુ દરેક સુવ્યવસ્થિત કુટુંબના સુખ અને કલ્યાણને માટે એક રીતે અત્યંત અગત્યનો છે. કામકાજની આદતો માત્ર ધંધારોજગારમાં જ ઉપયોગી છે, એમ નથી. પરંતુ જીંદગીના દરેક ચાલુ કાર્યમાં જ્યાં– રચના, ક્રમ, અગમચેતીથી તૈયારી, અને છેવટે તેને પાર પાડવું, એ ગુણોની જરૂર છે, તે સર્વેમાં કામ લાગે છે. આ બધી બાબતોમાં એક વ્યાપારીની પેઢી કે દુકાનની વ્યવસ્થા એ જેટલે દરજ્જે કામકાજનો વિષય છે તેટલે જ દરજ્જે ઘરકુટુંબની વ્યવસ્થા પણ છે. એમાં ધોરણ, બારીક નજર, ક્રમ, ઉદ્યોગ, કરકસર, કવાયદ, આવડત અને તેને પરિણામે પહોંચાડવાને જોઈતા ઉપાયોની

યોજનાશક્તિ, એ ગુણો જોઈએ છે. આ સઘળા ગુણો કામકાજના તત્વ માંહેલા છે. અને તેટલા માટે પોતાના અંગમાં તેની આદત પાડી તેમને કેળવવાની જરૂર, જે સ્ત્રીઓ પોતાના ગૃહકાર્યમાં ફતેહમંદ નિવડવાને ચહાતી હોય તેમને છે;—અર્થાત્ પોતાના ઘરને સુખરૂપ બનાવવાને જે સ્ત્રીઓ ઈચ્છતી હોય તેમને તે ગુણ ઘણા જરૂરના છે; અને તે જેટલા પુરૂષોને પોતાના ધંધારોજગાર, વ્યાપાર, કે કારખાનાનાં કામોમાં અગત્યના છે, તેટલા જ સ્ત્રીઓને પણ છે."

"ધોરણ, જે કામકાજનું જિગર છે, તે ઘરકામમાં અતિ અગત્યનું છે. હરેક કામનું અંત ધોરણ રાખવાથી ઝટ આવે છે. ધાંધલ અને ગભરાટ એની આગળ દોડતાં ન્હાસે છે."

"સમયપાલકતા એ કામકાજને માટે જરૂરનો એક બીજો મ્હોટો ગુણ છે, અને તે ધોરણને અંગે જ રહેતો આવે છે—તે વગર ધોરણ ચાલે નહિ. સમય

ચૂકનાર સ્ત્રી બે વખત પુરુષની પેઠે જ અણગમો ઉત્પન્ન કરે છે, કારણ કે તે ઘણો કાળ રોકીને કે ગુમાવીને આગલાને એટલી ચીડ ચડાવે છે, કે તેથી તેને એમ લાગે છે કે આવી સ્ત્રીને તે વધારે તત્પરતાવાળી આપણે શી રીતે કરીએ! ધંધા રોજગારવાળા માણસને વખત એ પૈસો છે, પણ કામકાજવાળી સ્ત્રીને ધોરણ એ તેથીએ અધિક છે—તે શાંતિ, સુખ અને ઘરની આબાદી છે."

અગમબુદ્ધિ એ પુરુષોની પેઠે સ્ત્રીઓમાં પણ કામકાજની બાબતમાં જરૂરનો એક બીજો ગુણ છે. એ ગુણ તે ઉપયોગમાં યોજેલું ડહાપણ છે, અને તે કેળવાયલી વિવેકબુદ્ધિથકી આવે છે. હરેક વસ્તુ ઘટિત અને બંધબેસતી યોજવામાં અને ખરૂં કામ ખરેરસ્તે કરવાનો ડહાપણથી વિચાર કરવામાં તે કામ લાગે છે. કંઈ પણ કામ કરવામાં સાધન, ક્રમ, વખત અને ધોરણની ગણત્રી એનાથી જ રખાય છે. જ્ઞાનથી અનુભવમાં પુષ્ટી મળે છે, અને અનુભવથી અગમબુદ્ધિ આવે છે.

"એ અને બીજા અનેક કામકાજને લગતા ગુણોની કેળવણી પ્રથમ દર્શાવેલાં અને બીજાં કારણો-ને માટે સર્વે સ્ત્રીઓએ લેવાની જરૂર છે. અને તેથી તેઓ જીંદગીનાં નિત્યનાં કામોમાં કુશળ સહાયકારી થઈ પડે છે. વળી ઘરની હકુમત બરાબર ચલાવવામાં સ્ત્રીઓને, છોકરાંની દાઈ, શિક્ષકો અને કેળવનાર તરીકે, મનની કેળવણીથી મળતી સઘળી મદદ અને શક્તિની ઘણી જરૂર છે."

ગણિત એ પણ ધંધા રોજગારમાં પુરુષોને તેમજ ગૃહકાર્યમાં સ્ત્રીઓને પહેલું અને અગત્યનું સાધન છે. ડૉ. સ્માઈલ કહે છે કે, "વિલાયત તરફ હજી સૂધી એવા વિચાર ચાલે છે કે સ્ત્રીઓને એવી બાબતોની કેળવણીનું કંઇ કામ નથી. કામકાજની આદતો અને પ્રવીણતાની કેળવણી લેવાનું કામ તો ધંધાદારી પુરુષોને માટે જ માત્ર છે, એમ તેઓ કહે છે. મી. બ્રાઇટે છોકરાઓ વિષે એમ કહ્યું છે કે, એક, છોકરાને અંકગણિત સંપૂર્ણ રીતે શિખવો, એટલે

તે માણસ થયો કહેવાશે.' આનું કારણ શું ?—એજ, કે એથી પદ્ધત, બારીકી, કિંમત ગણતાં, પ્રમાણ કહાડતાં, અને સંબંધ ઓળખતાં આવડે છે. આ પ્રમાણે છોકરીઓમાં તો કવચિત જ કોઇને અંકગણિતનું સારૂં જ્ઞાન આપવામાં આવે છે. અને તેનું પરિણામ શું થાય છે ? જ્યારે છોકરી આગળ જતાં સ્ત્રી થાય છે ત્યારે જો તેને ગણિતનું કંઈ જ્ઞાન નથી હોતું, અને સરવાળા અને ગુણાકાર વિષે તે કંઈ સમજતી ન હોય, તો પછી આવક ખરચનો હિસાબ રાખી શકતી નથી; અને જેમ તેમ રાખવા જાય તો ઉપરા ઉપરી ભૂલો જરૂર થવાની; અને પછી તે ઘરમાં ઢગલાબંધ તકરારો ને ઝગડાનું મૂળ બને છે. જે સ્ત્રી પોતાના ગૃહકાર્યના સંબંધમાં આવતા ગણિતના સાદા નિયમ સમજતી નહિ હશે, તેને હાથે ભોળા—અજ્ઞાનપણાને લીધે બહોળો ખરચ થવાનો; અને તેથી તેના કુટુંબની શાંતિ અને સુખમાં મ્હોટું ખલેલ પડયા વગર રહેશે નહિ."

" વળી પ્રેરણા બુદ્ધિથી ઉત્પન્ન થતો પ્યાર માત્ર બસ નથી. પ્રેરણા બુદ્ધિ તો હલકાં પ્રાણીઓનું પણ રક્ષણ કરે છે અને તેને કેળવણીની કંઈ જરૂર નથી; પણ માનવબુદ્ધિનું કામ ઘરકુટુંબમાં નિરંતર પડે છે અને તેને જ કેળવણી જરૂરની છે. ઉગતા જમાનાની શરીરસંપત્તિ ઈશ્વરે સ્ત્રીજાતિને સોંપી છે અને સ્વાભાવિક મનશક્તિ અને નીતિ એ તો શારીરિક પ્રકૃતિમાં જ સમાયલી છે. શરીરની, મનની અને નીતિની સંપત્તિનું સુખ, ઘરમાં કુદરતના કાયદાઓને અનુસરીને ચાલવાથી જ પ્રાપ્ત થાય છે, એ સ્ત્રીએ સમજીને પછી તે પ્રમાણે વર્તન કરવાની ઘણી અગત્ય છે. એ કાયદાઓના જ્ઞાન વગર માતાનો પ્યાર ઘણી વાર માત્ર તેના બાળકના અંતકાળનો બદલો મેળવે છે." તે આ નીચેની ગણત્રીપરથી જણાશેઃ—

" આ દેશમાં ( ઇંગ્લંડમાં ) જેટલાં બાળક જન્મે છે તેનો આસરે એક તૃતિયાંશ ભાગ પાંચ વર્ષની અંદર મરણ પામે છે, તનું કારણ–કુદરતી કાયદાઓનું

અજ્ઞાન, મનુષ્યપ્રાણીના શરીરના બંધારણનું અજ્ઞાન, સ્વચ્છ આબોહવાના ઉપયોગનું અજ્ઞાન અને તંદુરસ્તીને માફકનો ખોરાક તૈયાર કરી વાપરવાની કળાનું અજ્ઞાન એ જ છે. હલકાં પ્રાણીઓમાં એવી રીતનાં મરણ એટલાં બધાં થતાં નથી.”

આપણા દેશના જન્મ મરણની નોંધ જો સર્વત્ર બરાબર રહેતી હોય અને જો તેની શોધ કરી એવી જ ગણત્રી કહાડી ઉપલી સાથે સરખાવી હોય તો આપણને પણ માલૂમ પડે કે ઇંગ્લંડની સ્ત્રીઓની ગૃહકાર્યના તથા બાળરક્ષણશિક્ષણના સંબંધમાં ઉપર જે ચાર બાબતોની અજ્ઞાનતાને લીધે ખામીઓ બતાવી છે, તેવી આપણા દેશની સ્ત્રીઓમાં કેટલે દરજ્જે વધારે કે ઓછી છે. આ પ્રસંગે આ પત્ર લખવાની ઉતાવળમાં એ બાબત સંબંધી પૂછપરછ મારાથી થઇ શકી નથી તેથી દીલગીર છું; પરંતુ આગળ જતાં પ્રસંગોપાત તે વિષે કંઇ પણ ખબર મળી શકે તો મેળવવાનો પ્રયત્ન કરવા ધારૂં છું.

એ પ્રમાણે ગૃહકાર્યને માટે કેટલાએક જરૂરના જોઈતા ગુણોનું ટુંક વર્ણન કરી આ પત્ર પૂરૂં કરૂં છું; અને હવે આવતા પત્રમાં પુરુષ કરતાં સ્ત્રીએ કેટલે દરજ્જે ઓછી કે વત્તી વિદ્યાની તથા નીતિની કેળવણી લેવાની જરૂર છે તે વિષે કંઈક વિચાર ચલાવી, પુરુષની પેઠે સ્ત્રી પણ તેટલી જ કેળવણી લેવાને લાયકની બુદ્ધિ ને શક્તિ ધરાવે છે અને તેટલા માટે કુદરતી રીતે જોતાં તેણે તે લેવી અગત્યની પણ છે, એ વાત પ્રતિપાદન કરીશ. તુરત એ જ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**

## પત્ર ૧૦ મું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના જેઠ શુદિ ૨, ભોમે,
તા. ૨૪ મી મે ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

મારા પાછલા પત્રમાં જણાવ્યા મુજબ પુરુષની પેઠે સ્ત્રીઓ પણ વિદ્યા અને નીતિની ઉત્તમ કેળવણી લેવાને લાયક અને શક્તિવાન છે, તે વિષે ડૉ. સ્માઇલ્સે ચલાવેલા વિચાર અને તે વિષે કરેલું પ્રતિપાદન, તથા તેવી કેળવણી સ્ત્રીને ગૃહકાર્ય અને બાળશિક્ષણમાં કેટલી જરૂરની ને ઉપયોગી છે, તે વિષે આપેલા વિચાર ઘણા જ અગત્યના અને ધ્યાનમાં રાખવા લાયક સમજી તેનો સાર હું અત્રે આ પત્રમાં આપું છું. તે કહે છે કે:—

“ આ તો સ્વતઃસિદ્ધ છે કે પુરુષની પેઠે સ્ત્રીમાં પણ જે બુદ્ધિ મૂકવામાં આવી છે તેને પણ ઉપયોગમાં અને કામમાં લગાડવાને માટે આપેલી છે, પણ કંઈ

'નિરર્થક તેમાં પડી પડી કટાઇ કે કોહી જવાને માટે' મૂકેલી નથી. એવી બક્ષીસો કંઈ પણ હેતુ વગર કરવામાં આવતી નથી. જગત્કર્ત્તા ઈશ્વર પોતાની તરફથી બક્ષીસો આપવામાં ઉદાર હોય પણ ઉડાઉ હોય નહિજ."

"સ્ત્રીને એક અવિચારવાન મજૂર કે માત્ર પુરુષની ફુરસદનું ખુબસુરત પુતળું કરી રાખવાના હેતુથી સરજેલી નથી. તેને સ્વાર્થ તેમ જ પરમાર્થ બન્નેને માટે સરજેલી છે અને જે સંગીન અને જવાબદારીની ફરજો જીંદગીમાં તેને માથે મૂકેલી છે, તેમાં કેળવાયલા મગજની અને માયાળુ અંતઃકરણની જરૂર છે. તેને જે ઉંચું કામ બજાવવાને માટે મોકલેલી છે, તે કંઈ **ક્ષણિક સુખના** (ઠાઠમાઠ, મોજમઝા વગેરેના) સાધન મેળવવાની કુશળતાથી પૂરૂં થતું નથી. આ તરફ (વિલાયત તરફ) આજકાલ આટલો બધો વખત એમાં જ ગુમાવવામાં આવે છે. એવા ગુણો જો કે જુવાની અને ખુબસુરતીમાં આનંદ ને ઉત્તેજન આપે છે, તોપણ તે પોતે આનંદ આપનાર છતાં જીંદગીનાં ખરેખરાં કાર્યોમાં થોડા જ ઉપયોગી થઈ પડે છે."

"પ્રાચીન રોમન લોકોમાં કોઈ ઉંચ કુળની કુટુંબ માતાનાં ઉંચામાં ઉંચાં વખાણ કરવાં હોય તો એમ કહેતા કે, 'માને તો ઘર ભલું ને રહેંટીઓ ભલો.' આપણા પોતાના વખતમાં પણ (વિલાયત તરફ) એમ કહેવાય છે કે 'સ્ત્રીને માટે આટલી જ વિદ્યા બસ છે કે,–તપેલું ઉકળતું રાખવા સુધીનું રસાયણ-શાસ્ત્ર અને પોતાના ઘરના જૂદા જૂદા ઓરડાઓ સુધીની ભૂગોળવિદ્યા;' અને બાઇરન કવિ કે જેની લાગણીઓ સ્ત્રીને માટે ઘણી જ અપૂર્ણ જાતની હતી તે જણાવતો કે 'હું તો સ્ત્રીઓના પુસ્તકસંગ્રહની હદ બાઇબલ અને રાંધવાની ચોપડીમાં જ ગણું છું.' પણ એક તરફ સ્ત્રીનાં વર્ત્તન અને કેળવણીને માટે આ વિચાર જેટલો સાંકડો અને અક્કલથી ઉલટો છે, તેટલો જ બીજી તરફનો,–તેથી તદ્દન ઉલટો વિચાર, જે હાલ એટલો બધો પ્રચારમાં છે,–તે હદથી બહાર અને અસ્વાભાવિક છે. આ પાછલો વિચાર તે એ કે–સ્ત્રીને કેળવણી એટલી આપવી કે બનતાં સુધી તે પુરુષની

બરાબરી કરી શકે; ફરક માત્ર એટલો જ કે તે સ્ત્રી-પુરુષની જાતિમાં જૂદાં પડે તે સિવાય બીજી રીતે વર્તાય નહિ; રાજકાજમાં મત આપવામાં તથા હક્ક જાળવવામાં પણ પુરુષની બરાબરી કરે; અને જીંદગીને હામ, દામ, ને ધામને માટે ઉઠતા ક્રૂર અને સ્વાર્થી ઝઘડારૂપ બનાવનાર જે સઘળા વિષય તેમાં પુરુષની સામે હરિફાઈ કરે."

"સામાન્યરીતે બોલતાં ન્હાનપણમાં જે કેળવણી પુરુષજાતિને લાયકની છે તે જ કેળવણી સ્ત્રીજાતિને પણ બંધબેસતી છે; જે શિક્ષણ એક જાતિના મનને ભરપૂર કરે છે, તે જ શિક્ષણ બીજી જાતિને પણ માફક આવે છે. ખરેખર જેટલી દલીલો પુરુષની ઉંચી કેળવણીના પક્ષમાં આજ લગણ આગળ વધેલી છે, તેટલી સર્વ દલીલો સ્ત્રીની ઉંચી કેળવણી તરફ પણ સબળ કારણો દર્શાવે છે. ગૃહકાર્યની સઘળી શાખાઓમાં કેળવાયલી બુદ્ધિ સ્ત્રીના ઉપયોગીપણામાં અને કાર્યસાધકતામાં વધારો કરશે. તે તેને વિચાર કર-

વાની શકિત આપશે અને પૂર્વવિચાર કરતાં શિખવશે; ને જીંદગીની અણચિંતવી આવી પડતી જરૂરીઆતો આગળથી જાણી લઇ તેને માટે તૈયારી કરી રાખવાને તેને શક્તિમાન કરે છે, વ્યવસ્થા ચલાવવાની **સુધરેલી રીતિઓ** સૂચવે છે અને દરેક રીતે તેને બળવાન બનાવે છે. નિરપરાધી ભોળી અજ્ઞાનતાના કરતાં કેળવાયલી મનશક્તિથી તેને ઠગાઈ અને ફસાવટની સામે મજબૂત અને નિર્ભય આશ્રય મળશે; **શારીરિક મોહિનીઓ** કરતાં **નીતિ** અને **ધર્મની કેળવણીથી** તેને માટે વગવસીલાનાં મૂળ વધારે જોરાવર અને મક્કમ જામશે અને ઘરસંબંધી સર્વ સગવડ અને સર્વે સુખનાં ખરાં સાધન તેને આત્માવલંબન અને સ્વાધીનતામાં જોવામાં આવશે."

"પણ જ્યારે સ્ત્રીઓનાં મન અને વર્ત્તણુક તેમના સ્વકલ્યાણને માટે કેળવાવાં જોઇએ છે, ત્યારે તેઓ બીજાઓના સુખને માટે સ્વતંત્ર શિક્ષણને કંઇ ઓછાં પાત્ર નથી. જો સ્ત્રીઓ પોતાનાં મન અને નીતિને

વ્હીલાં મૂકે તો પુરુષો એકલા કંઇ તેમને સંયમનમાં રાખી શકે નહિ, અને જ્યારે આ વાત આપણે માન્ય કરીએ છીએ કે, એકાદ પ્રજાની નીતિ સંબંધી હાલત, ઘરમાં અપાતી કેળવણીના ઉપર મુખ્ય આધાર રાખે છે, ત્યારે સ્ત્રીકેળવણીને તો જરૂર કરીને દેશ-જનતાને માટે એક અગત્યની બાબત ગણવી જોઇએ. પુરુષના નીતિના વર્ત્તનનું જ માત્ર નહિ, પરંતુ મન-શક્તિનું પણ સંરક્ષણ સ્ત્રીની નીતિસંબંધી પવિત્રતા અને મનની કેળવણીના ઉપર આધાર રાખે છે. તેમાં વળી બન્નેની શાકતઓ જેટલી વધારે પરિપૂર્ણતાથી ખીલવી હોય, તેટલું અધિક સલાહસંપવાળું અને સુવ્યવસ્થિત જનમંડળ બનશે–અર્થાત્ તે અધિક નિર્ભય અને નિઃશંક ઉન્નતિને ઉત્તરોત્તર પામશે."

આ પ્રમાણે એક દેશ કે પ્રજાની ઉન્નતિનું મૂળ બાળશિક્ષણ કે ગૃહશિક્ષણ છે અને ગૃહશિક્ષણનો સઘળો આધાર સ્ત્રીકેળવણી ઉપર રહેલો છે. મેં ઉપર ડૉ. સ્માઇલ્સના વિચારોમાં દર્શાવ્યું કે સ્ત્રીને

મનની એટલે વિદ્યાજ્ઞાનની તેમજ નીતિની ઉંચી કેળવણીની એકસરખી રીતે જરૂર છે. એક પ્રજા કે દેશની સંસારી સ્થિતિનો આધાર સ્રીની નીતિની કેળવણી ઉપર વિશેષ રહેલો છે. સ્રીની નીતિ પ્રજામાં બે રીતે અસર કરે છે. એક તો ગૃહશિક્ષણમાં બાળકોની મારફતે અને બીજી જનમંડળમાં સીધી રીતે. તેમ જ વિદ્યાજ્ઞાનની ઉંચી કેળવણી પણ સ્રીને બે રીતે લાભકારી છે. સૃષ્ટિના પદાર્થોના ગુણદોષનું તેમ જ તેના નિયમોનું જ્ઞાન એથી થાય છે. પહેલું જ્ઞાન જીંદગીનાં સુખસાધનો વધારવાને ઉપયોગી પડે છે અને બીજું પોતાની તેમ જ પારકાંની (પોતાનાં બાળકોની અથવા જેઓ પોતાના સહવાસમાં આવે છે તેમની) જીંદગીનું વર્ત્તન સુખરૂપ અને ઉંચા પ્રકારનું થવા માટે નીતિથી ચાલતાં શિખવે છે.

આ ઉપરથી નીતિની અને વિદ્યાની કેળવણીનો એટલો બધો નિકટ સંબંધ છે કે એક વિના બીજી લૂલી બલકે વ્યર્થ છે. અને એ બંનેનો ઉપયોગ સ્રી-

સ્રીએ ગૃહકાર્યમાં તથા ગૃહશિક્ષણમાં કરવો જોઇએ; પરંતુ તેમ ન કરતાં જો સ્રીઓ બહારનાં કાર્યો કરવાને પ્રવૃત્ત થાય તો કોઇવાર તેથી દેશને ને પ્રજાને એટલી બધી હાનીં થાય છે કે તેથી તેની દુર્દશા થયેલી પાછી ઘણા કાળ સુધી સમારવી મુશ્કેલ થઇ પડે છે. આ બાબત હું આગળ દર્શાવનાર છું. પરંતુ તે પહેલાં થોડુંએક નીતિની કેળવણી વિષે કહેવા ધારૂં છું તે હું આવતા પત્રમાં લખીશ. તુરત એજ—

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.



## પત્ર ૧૧ મું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના જેઠ સુદિ ૫, શુક્રવાર.
તા૦ ૨૭ મી મે ૧૮૮૭.

પ્રાણપ્રિય સૈભાગ્યવતી !

શ્રી રંગધામ.

હું આગળ કહી ગયો છું કે નીતિની કેળવણીની પહેલી અને ઉત્તમ નિશાળ ઘરકુટુંબ છે. ત્યાર પછી શાળા કે પાઠશાળા છે અને ત્યાર પછી જીંદગીના અનુભવની મ્હોટી નિશાળ દુનિયાં છે. દરેક પહેલીમાં બીજીને માટે તૈયાર થવાય છે, અને હરેક પુરુષ કે સ્ત્રી આગળ જતાં કેવાં નિવડશે, તેનો આધાર ઘણું કરીને જેવું પહેલું શિક્ષણ મળ્યું હોય છે તે ઉપર વધારે રહે છે. જો તેણે ગૃહશિક્ષણ કે શાળાશિક્ષણ એમાંના એકેનો લાભ લીધા વગર અણઘડ, અભણ અને વિના કેળવણીએ દુનિયાંમાં પ્રવેશ કર્યો, તો પછી તેના પોતાનાએ ભોગ અને જે મંડળમાં તે ભેળાય છે તેનાએ ભોગ.

મેં મારા પાછલા છેલ્લા પત્રમાં કહ્યું કે નીતિ વિના એકલી વિદ્યા ને કેળવણી અધૂરી ગણાય છે અને તેટલા માટે તેની પણ બીજી સાથે ઘણી જરૂર છે. આ બાબત હું આ પત્રમાં દર્શાવવા ચાહું છું:—

જેમ કોઈ મનુષ્ય વિવેક વિના પાસેના હથિયારનો આડો ઉપયોગ કરવાને તૈયાર થાય છે, તેમ વિદ્યા એ મનુષ્ય પ્રાણીને હથિયાર રૂપ છે અને જો તેને નીતિની કેળવણી ન હોય તો એ વિદ્યારૂપ શસ્ત્રની સહાયતાથી વધેલા પોતાના બળનો ગેરઉપયોગ કર્યા વગર રહે નહિ. કહ્યું છે કે "વિવેક વડું વિદ્યા થકી" માટે વિવેક વિના વિદ્યાની કેળવણી અધૂરી કહેવાય છે. તેવી કેળવણી "અલ્પજ્ઞાન ને અતિ હાણ" એ કહેવત મુજબ નુકશાનકારક થઇ પડે છે. તેમ જ કેવળ અજ્ઞાન માણસને સમજાવવો સહેલ પડે છે પણ અધૂરી કેળવણીવાળાને ઠેકાણે લાવવો મુશ્કેલ થઈ પડે છે. "અધૂરો ઘડો છલકાય ઘણો" તેમ તે પોતાના મનમાં એવી ખુમારી રાખે છે કે હું જે કાંઈ સમજું

સ્તું તે બરાબર જ છે,—એટલે ગર્વથી તે બીજાના વિચાર કે વાતને એકાએક કબૂલ કરતો નથી. ભર્તૃહરિએ કહ્યું છે કે—

अज्ञःसुखमाराध्यः सुखतरमाराध्यतेविशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धंब्रह्माऽपि तं नरं नरंजयति ॥

આનો અર્થ તમે સારી રીતે સમજો છો એટલે અત્રે તે કહેવાની જરૂર જોતો નથી, તોપણ મતલબ ઉપર કહ્યું તેવી જ છે.

આપણા આ દેશના આર્યોની નીતિની સ્થિતિ અતિ શ્રેષ્ઠ હતી, એ રામાયણ ભારતાદિ ઇતિહાસ ગ્રંથો પરથી સહેજે સમજાય છે. એવી નીતિ કોઈ દેશમાં કોઇ પણ કાળમાં જોવામાં આવી કે આવતી નથી. ઘણા રાજાઓએ પોતાનું સત્યવ્રત જાળવવાને રાજ્યની તો શું પણ શરીરની દરકારે કરી નથી; તો પછી પ્રજાની નીતિ તેવી કેમ ન હોય?—હરિશ્ચંદ્ર રાજા, તારામતિ તેની રાણી અને તેનો પુત્ર

ન્હાનકડો રોહિત, સત્યતાને માટે પરહાથે વેચાઇ વિખુટાં પડયાં હતાં; તોપણ તેમની પ્રેમની દોરી ત્રૂટી ન હતી, છતાં સત્યને મૂકયું નહિ. તારા પારકે હાથે ગયા છતાં તેનું શીલવ્રત નિષ્કલંક રહ્યું હતું; તેમ જ તેના પુત્ર રોહિતને સાપ કરડયા પછી તેના શબને અગ્નિદાહ કરવા તેની માતા સ્મશાનમાં લઈ ગઇ, ત્યારે હરિશ્ચંદ્ર જે પોતાના શેઠ એક ઢેડની વતી સ્મશાનનો કર ઉઘરાવવા રહેલો હતો, તેણે પોતાના પુત્રના શબનો પણ કર માફ ન કરતાં પોતાની અને પોતાના કુટુંબની આવી દુર્દશા અને કરુણાજનક સ્થિતિની વચ્ચે પોતાની ફરજ બજાવી દૃઢ રહ્યો, પણ સત્યતાનો ત્યાગ કર્યો નહિ! **નીતિવાન કુટુંબનો આ એક ઉત્તમ દાખલો છે અને તેટલો જ બસ છે.** પ્રાચીન આર્યોના પુરાણાદિ ગ્રંથોમાં તો એવા દાખલા અનેક મળે છે.

**સીતા, દમયંતી, દ્રૌપદી, અહલ્યા, તારા, સાવિત્રી વગેરે સ્ત્રીઓએ** તો અનેક દુઃખો સહન

કર્યા છતાં, પ્રેમ અને પાતિવ્રત્યમાં અટળ અને અચળ રહેવામાં હદ જ વાળી છે. એવી એવી તો અનેક સ્ત્રીઓનાં દૃષ્ટાંત ત્યાર પછીના વખતમાં પણ મળી આવે છે. **જયદેવ કવિની સ્ત્રી** અને **ઉભયભારતી** જેને **સરસ્વતી** એવું નામ પણ આપવામાં આવ્યું છે તે, તથા **પ્રિયંવદા** વગેરે ઉત્તમ પવિત્ર પ્રેમને માટે પ્રખ્યાત છે. રજપુતાણીઓ પોતાનું શીલવ્રત જાળવવાને જીવ પર લાવી શત્રુઓની સામા થવાને ઘણીવાર તૈયાર થઇ છે અને એકવાર તો ન ફાવતું જોઈ એકસામટી મળી તેઓએ અગ્નિને પોતાનું બળિદાન દીધું છે.

આર્ય દેશની આવી નીતિ હોવાનું કારણ—એક તો દેશના આર્યોની સ્વાભાવિક પ્રકૃતિ સાત્વિક અને **નિવૃત્તિની** છે તે છે; અને બીજું પ્રાચીન ઋષિ મુનિઓએ અને રાજાઓએ દીર્ઘ દૃષ્ટિથી સાંસારિક બંધારણના નિયમો એવી રીતે રચ્યા છે અને ચલાવ્યા છે કે તેનું મૂળ કોઇ કાળે પણ મટી જાય નહિ તે

છે. મેં પ્રથમ આ ભાગની શરૂઆતમાં જણાવ્યું છે તેવાં બહારનાં કારણો આવી મળ્યાં નહિ હોત તો આર્ય દેશની આજના જેવી સ્થિતિ કોઇ કાળે આવવાનો સંભવ નહોતો. આજ પણ આ દેશની નીતિની હાલત, પશ્ચિમ દેશના જે વિદ્વાનો બારીકીથી તપાસે છે, તેઓ બીજા દેશોની સાથે સરખાવતાં તે વિષે ઉંચું મત આપે છે.

પાશ્ચાત્યોની પ્રકૃતિ રાજસી અને પ્રવૃત્તિની છે, અને તેઓ નવા નવા ફેરફાર કરવાની વૃત્તિને નિરંતર આધીન રહેતા આવ્યા છે. ઉપરના ડોળ ને આડંબરમાં તેઓ મોહિત થઇ જાય છે, એટલે અંદરના સત્યથી તેઓ અણવાકેફ રહે છે. "ઉપરકી તો અચ્છી બની ઓર ભીતરકી તો રામ જાને" તેના જેવું થાય છે. સ્ત્રીઓને કેળવણી મેં પ્રથમ જણાવ્યું છે તેવી અધૂરી મળે, એટલે સુધારાનું નામ અને લુચ્ચાઓનું કામ. વળી સ્ત્રીઓને સ્વતંત્રતા હરેક વાતમાં પુરુષો જેટલી બલ્કે તેથી અધિક આપવા લાગ્યા; એટલે તેઓ પણ

પોતાનાં હક્ક સર્વે કામોમાં સરખા માગવા લાગી. આથી સંસારી રિવાજોની પદ્ધતિ પણ તેવી જ ચાલી અને જનસમાજની નીતિમાં સડો પેસવા લાગ્યો. ત્યાંના મહાન્ વિદ્વાનો પણ તે વિષે અનેક ફરિયાદો સહિત બોધ કરતા આવ્યા છે, અને જાહેર વર્ત્તમાનપત્રોનાં કૉલમોમાં ઘણી વખતે એવી ફરીઆદો આવે છે અને તે વિષે અનેક ગ્રંથો પણ રચાય છે. હું અત્રે તે વિષે લખાણ નહિ કરતાં ફક્ત તે તરફના રિવાજના એક જ સાધારણ દાખલાથી દર્શાવવાનું બસ સમજું છું. સ્ત્રીને કે પુત્રપુત્રીને મિત્રનું કે બહારના હરકોઇનું પત્ર આવે તો તે પતિને કે પિતાને વાંચવાનો તો શું પણ બોલવાનોએ અધિકાર નહિ! આનું નામ તે નીતિ કે મર્યાદા કે વિવેક? જ્યાં એક કુટુંબના લાભાલાભ એક છે, જ્યાં મન અને વિચાર એક જોઈએ, જ્યાં સંસારી વસ્તુઓનો ઉપભોગ એક સરખા સાથે મળી કરવો અને મિત્રો પણ સર્વેના સામાન્ય હોવા જોઈએ, અર્થાત્ પતિનો મિત્ર

તે સ્ત્રીનો મિત્ર નહિ અને સ્ત્રીનો તે પતિનો મિત્ર નહિ એવું હોવું ન જોઇએ; ત્યાં કઈ વાતની જુદાઈ કે આંતરો હોવો જોઇએ ? એવી કઈ બાબત હોય કે જે સ્ત્રી પોતાના પતિથી કે પુત્રપુત્રી પિતામાતાથી છાની રાખી શકે ? શું તેઓ કોઈ કાળે પણ કોઈ બાબતમાં પોતાની સ્ત્રીનું કે સંતાનનું બુરૂં ઈચ્છે એ સંભવિત છે ? હા, પતિ કે પિતા પોતાના કોઇ પ્રકારના પત્રો છાના રાખે તો તે વાત સકારણ છે–તે એ કે તેમને રાજ્યપ્રપંચના કે ધંધારોજગારના સંબંધમાં ત્રીજે કાને વાત નાખવા જેવી ન હોય અને સ્ત્રી કે સંતાન- ની ઓછી સમજથી કદાચિત તે બહાર પડે તો નુકશાન વેઠવું પડે; પણ સ્ત્રીઓ કે બાળકો એવાં કામમાં પ્રવૃત્ત હોતાં નથી, અને કદાચિત કોઇ એવું કાર્ય હોય તોપણ અધિક અનુભવી પતિ કે પિતાના જાણવાથી તેમને ઉલટી સારી સલાહનો લાભ થાય છે. પણ આ વાતનો વિચાર ન કરતાં સ્ત્રીઓના હક્ક સરખા સમજી તેમને અયોગ્ય સ્વતંત્રતા સ્વાધીન

કરી દીધી; એટલે "સાપે ધર્યું છછુંદર ખાય તો મરે ને મૂકે તો આંધળો થાય." તેમ બીજાઓની સાથે એ હક્ક પણ મરજી ન છતાં આપવો પડયો, અને તેનો ગેરલાભ પણ ઘણે ઠેકાણે ઘણાં જણ લેવા લાગ્યાં. આપણે વર્ત્તમાનપત્રોમાં અનેક પ્રસંગે વાંચેલું છે, કે સ્ત્રીઓના છાના પત્રવ્યવહારમાંથી ઘણીવાર આડા સંબંધની વાતો પકડાઇ છે અને તેના વરઘોડા કોર્ટે ચડયા છે. આપણા દેશમાં આવી નીતિ અદ્યાપિ સુધી ઘુસી નથી એ આનંદની વાત છે. અને તેને માટે મન્વાદિ ઋષિઓ ને રાજાઓના જેવા કાયદા ઘડનારાઓનો આભારી આ દેશ નિરંતર રહેશે. મનુસ્મૃતિમાં સ્ત્રીને સ્વતંત્ર રીતે કદાપિ નહિ વર્ત્તવાને આ પ્રમાણે ફરમાવ્યું છે:—

बालयावायुवत्यावा वृद्धया वापि योषिता।
न स्वातंत्र्येण कर्त्तव्यं किंचित्कार्ये गृहेष्वपि॥

અર્થ—સ્ત્રીએ બાલ્યાવસ્થામાં, તરુણાવસ્થામાં કે

વૃદ્ધાવસ્થામાં પણ ઘરનું હરેક કાર્ય (પિતા, પતિ કે પુત્રની સંમતિ વિના) સ્વતંત્રપણે કદી કરવું નહિ.

बाल्येपितुर्वशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणांभर्त्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥

**અર્થ**––બાળપણમાં પિતાને વશ રહેવું, તરુણાવસ્થામાં સ્વામિને વશ રહેવું, પતિ મરણ પામ્યા પછી પુત્રને વશ રહેવું; પરંતુ **સ્ત્રીએ** સ્વાતંત્ર્ય**થી** કદાપિ વર્ત્તવું નહિ.

આ ઠેકાણે સ્વતંત્રાતનો અર્થ–સ્ત્રીએ પોતાના પિતા, પતિ કે પુત્રની સંમતિવિના સહસા હરેક કાર્ય કરવું નહિ એવો સમજવો; નહિ કે જેમ આજકાલના ઉચ્છૃંખલ જુવાનીઆઓ બૂટ મોજાં ને ચશ્માં પહેરી લાકડી હાથમાં લઈ સ્ત્રીને સાથે તેડી દરીએ કિનારે ફરવા જવા જેવા રિવાજોમાં સમજે છે તેવો અર્થ હોય. સ્ત્રીસહિત ફરવા નિકળવું એવો રિવાજ તો પ્રાચીન આર્યોમાં નિત્યકૃત્યના જેવા સાધરણ હતા,

જેમાં આજ યુરોપયનોની નકલ કરનારા નવાઈ સમજે છે. પ્રાચીન આર્યોનાં ચરિત્રોમાં એવા દાખલાઓ અનેક નિકળશે કે જેમાં પુરુષો પોતાની જાહેર સભાઓ તેમજ મોજને ખાતર ફરવા નિકળતા ત્યારે પોતાની સ્ત્રીઓને સામેલ કરતા. મહાકવિ કાલિદાસના રઘુવંશ કાવ્યમાં દિલીપ રાજા પોતાની સ્ત્રી સાથે એક રથમાં બેસી ફરવા નિકળેલા રસ્તાની શોભા જોતા જાય છે તેનું વર્ણન કરે છે. પાંડવો પોતાની સ્ત્રી દ્રૌપદી સાથે સભામાં પ્રવેશ કરે છે તેનું વર્ણન ભારતમાં ઘણે ઠેકાણે છે. રામ જ્યાં વિચરતા ત્યાં પોતાની સતિ સ્ત્રી સીતાને સાથે જ રાખતા. આ વ્યવસ્થા પ્રાચીન આર્યોમાં સર્વત્ર જોવામાં આવશે. પણ આટલી વાત ખરી કે બૉલ જેવા મેળાવડામાં એક પુરુષે તેઓમાંના ગમે તે બીજાની જ સ્ત્રીની સાથે સૌની વચમાં નાચવું એવા રિવાજ આપણામાં નહોતા, પણ હવે પછી એવી નીતિ આ દેશમાં દાખલ થાય નહિ તેને માટે સાવચેત રહેવાની ઘણી જરૂર છે.

નીતિની કેળવણી વિષે હાલ એટલું જ લખી હું આ પત્ર સમાપ્ત કરૂં છું. અને હવે પછી મેં પ્રથમ જણાવ્યા પ્રમાણે સ્ત્રીઓએ પોતાની ઉંચી કેળવણીનો ઉપયોગ ગૃહકાર્ય અને ગૃહશિક્ષણમાં જ કરવાથી લાભ છે તથા જો પુરુષની પેઠે બહારનાં કાર્યો કરવાને પ્રવૃત્ત થાય તો નુકશાન કરી લે તે વિષે ડૉ૦ સ્માઈલ્સના વિચારોમાં જણાવીશ. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન
**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**

---

## પત્ર ૧૨ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના જેઠ શુદિ ૮, સોમે,
તા૦ ૩૦ મી મે ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ !

શ્રી મુંબઈ.

મારા છેલ્લા પત્ર પછી આપનાં છએક પત્રો આવ્યાં ત્યાં સુધી હું પણ એક પણ પત્ર લખવાની

તક મેળવી શકી નથી. કારણ કે એ પત્રોમાં આપે સમાવેલી બાબતો એટલી બધી વિચારવા લાયક છે કે હજી તો એક બાબત વાંચી વિચાર કરી મનન કરી રહી નથી, એટલામાં આપનું બીજું પત્ર મારા હાથમાં આવી પડે જ છે. એમ ઉપરાઉપરી મારા પર આપનાં પત્રો આવવાથી મને તેના ઉત્તર લખવાની તક મુદ્દલ મળી જ નહિ.

આપનાં છએ પત્રો માંહેલાં પ્રથમ પાંચ પત્રોમાં—૧, ઘરકુટુંબ બાળકની કેળવણીનું ઉત્તમ સ્થાન; ૨, ઘરમાં માતાની સત્તા અને બાળકના શિક્ષણ પર તેની અસર; ૩, ગૃહશિક્ષણથી ઉન્નતિ પામેલા મહાપુરુષોનાં ચરિત્રો; ૪, ગૃહકાર્ય માટે સ્ત્રીએ કેવા ગુણ ધારણ કરવા; ૫, સ્ત્રીએ પણ પુરુષની પેઠે લેવી જોઇતી ઉંચી કેળવણી અને તેનો ગૃહ-કાર્યમાં કરવો જોઇતો ઉપયોગ; એ વગેરે બાબતો જે અંગ્રેજી વિદ્વાન્ ડૉ. સ્માઇલ્સના ગ્રંથ ઉપરથી આપના કહેવા મુજબ સાર ઉતારી આપે લખેલ છે,

તે ખરેખર એટલી તો ઉમદા છે કે, તે દરેક સ્ત્રી જે માતા દાખલ પોતાની ફરજ પોતાનાં કુમળાં ફરજંદો પ્રત્યે તેમના તથા પોતાના તથા લોકોના કલ્યાણને સંપૂર્ણ રીતે અદા કરવા ઇચ્છતી હોય, તેને ખૂબ ધ્યાન દઈ મનન કરવા યોગ્ય છે.

આપના છેલ્લા એટલે છઠ્ઠા પત્રમાં વિદ્યા જ્ઞાનની કેળવણીની સાથે નીતિની કેળવણીની કેટલી જરૂર છે, તે વિષે ડૉ. સ્માઇલ્સના વિચારો ઉપર વિશેષ ખુલાસાથી અને દાખલાદલીલોથી આપે આપના પોતાના વિચારોમાં વિવેચન કર્યું છે અને તે હાલના વખતમાં કાચા અનુભવ અને કાચા વિચારના જનોને માટે ખરેખર ઉપયોગી છે.

એ જ પ્રમાણે વિદ્યાજ્ઞાનની કેળવણી વિષે આપના ઉપલા પાંચમા પત્રમાં જે આપે ડૉ. સ્માઇલ્સના વિચારો જણાવ્યા છે, તે બાબત વધારે ખુલાસાથી આપના પોતાના વિચાર હું જાણવા ઈચ્છું છું:–મુખ્યત્વે કરીને પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ પાઠશાળાની કેળ·

વણી જરૂરની છે કે નહિ ને તે મળી શકે કે નહિ, તથા તેમાં શી શી અડચણો છે વા નથી અને હોય તો તેને માટે શું કરવું ને તેમાં સ્ત્રીઓને માટે કેવા પ્રકારની કેળવણી જોઇએ વગેરે બાબતો વિષે જાણવાને હું ઘણી જ ઇંતેજાર છું, માટે પ્રથમ આ બાબત વિષે આવતા પત્રમાં લખી પછી આગળ ચાલશો તો આપની કૃપા માનીશ. તુરત એજ.

લિ૦ નિરંતર આપના ચરણની દાસી
કેસરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

---

## પત્ર ૧૩ મું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના જેઠ શુદિ ૧૧ ગુરુવાર,
તા૦ ૨ જી જુન ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

તમારૂં છેલ્લું પત્ર તા૦ ૩૦ મી મેનું મને પહોંચ્યું. મારા આ પત્રોને તમે વિચાર અને મનન-પૂર્વક વાંચો છો, એ જાણી હું ઘણો જ ખુશી થાઉં છું.

મારો મુખ્ય વિષય જો કે ગૃહશિક્ષણનો છે અને સ્ત્રીશિક્ષણનો ખરો ઉપયોગ તેમાં જ થવો જોઈએ એ ગૌણ છે; તોપણ સ્ત્રીશિક્ષણ કેવું ને કેટલું હોવું જોઈએ એ વિષે તમે મારા થકી જ વિશેષ વિવેચન થવા ઇચ્છો છો, ત્યારે તે કરવાની હું એક ફરજ સમજી અત્રે આ પત્રમાં હું તે માટે પ્રયત્ન કરૂં છું.

ગૃહશિક્ષણ વિષે તો જેટલું કહેવું જોઇએ તેટલું ડૉ. સ્માઈલ્સના અને વચ્ચે વચ્ચે મારા વિચારોમાં હું કહી ગયો છું, એટલે તે વિષે પ્રશંસનીય કહેવાનું બાકી રહ્યું નથી. માત્ર માતાએ પોતાનાં બાળકોને ગૃહશિક્ષણ કેમ આપવું તે વિષે 'બાળશિક્ષણ વિધિ' નામના બીજા ભાગમાં હું લખનાર છું અને સ્ત્રી-શિક્ષણ, જે ગૃહશિક્ષણનો મુખ્ય પાયો છે અને જેનો ખરેખરો અને પૂરેપૂરો ઉપયોગ ગૃહશિક્ષણ અને ગૃહકાર્યમાં જ થવો જોઇએ છે, એવું જે મેં પ્રથમ જણાવ્યું છે તે વિષે પણ ડૉ. સ્માઈલ્સના વિચારોમાં હું કહી ગયો છું કે, સ્ત્રીઓ પણ પુરુષની પેઠે ઉત્તમ

કેળવણી—મનની તેમજ નીતિની લેવાને ભક્તિ ધરાવે છે તથા તેઓ તેને લાયક પણ છે, અને તેની તેમને જરૂર પણ છે.

હવે આ ઉત્તમ કેળવણી તે એ જ કે જે પાઠશાળાઓમાં આપવામાં આવે છે. આ કેળવણી આપણા દેશની સ્ત્રીઓ લઈ શકે કે નહિ અને તે કેમ, કેવી ને કેટલી લઇ શકે એ તમારો મુખ્ય પ્રશ્ન છે. જેનો ખુલાસો, જે મુખ્ય ફરજ, ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય તેને અર્થે થવાની ઘણી જરૂર છે; કારણ કે જનસમાજની ઉન્નતિનું મૂળ એમાં જ સમાયલું છે. આ બાબત કોઈ કેળવણી ખાતાના અનુભવી વિદ્વાન્ પુરુષના હાથથી લખાઈ હોય તો ઘણો લાભ થાય અને તેમ પણ કેટલાએક એવા વિદ્વાનોના સમુદાયની એક સંમતિથી તેનો નિર્ણય થાય અને પછી તે પ્રમાણે ધોરણ ચાલે તો વિશેષ લાભ થાય; તોપણ મારું જે કંઈ જ્ઞાન અને અનુભવ, જેટલી હદ સુધી દોડે છે તેટલે સુધી તેનો લાભ તમને આપવાને મારે અટ-

કવું જોઇએ નહિ, એ સમજથી મારા વિચારો નીચે હું દર્શાવું છું.

સ્ત્રીઓ એ પુરુષના જેટલી કેળવણી લેવાને યોગ્ય છે ખરી, પણ પુરુષના જેવી જ કેળવણી તેઓએ લેવાની જરૂર નથી. જે બાબતો પુરુષની કેળવણીમાં છે તેથી જુદી જ બાબતો સ્ત્રીઓની કેળવણીમાં હોવી જોઇએ. વિલાયતમાં ધંધારોજગારના વિષયોની કેળવણી (ડૉકટર કે વકીલ, કે બૅરિસ્ટર કે ઈંજનેર, કે બીજાં હુન્નર કામોની કેળવણી) જેવી પુરુષો લે છે, તેવીજ સ્ત્રીઓને લેવાનાં પણ ધોરણો હોય તો તેવાં આપણા દેશમાં જોઇતાં નથી. આપણા દેશમાં જો સ્ત્રીઓને માટે પાઠશાળાઓ થાય તો તેનાં ધોરણો અને તેમાં કેળવણીના વિષયો તથા તેના પ્રકાર, પુરુષોની કેળવણીના વિષયો વગેરેથી જુદાં જ હોવાં જોઇએ. પુરુષોની કેળવણીના વિષયોમાં પણ આપણા દેશની હાજતો તપાસતાં તથા તેમાં નડતાં વિઘ્નો જોતાં ઘણા ફેરફાર કરવાની જરૂર છે. ત્યારે તો થોડા કાળમાં ઘણું જ્ઞાન

મેળવવું છે અને તેનો ઉપયોગ ગૃહકાર્ય અને ગૃહ-શિક્ષણ તથા બાળરક્ષણમાં કરવો છે, તો તેને માટે તેને ઉપયોગી વિષયોનું જ્ઞાન તેમને થાય તેવી યોજના કરવી જોઈએ.

પાઠશાળાનો અભ્યાસ ૨૪ થી ૨૫ વર્ષની વયવગર પૂરો થઈ શકે એમ છે નહિ, અને સ્ત્રીઓને બાળ-લગ્નાદિ વિઘ્નો નડવાથી તેટલો વખત અભ્યાસમાં તેઓથી રોકી શકાય તેમ પણ નથી. કદાચ એમ ધારીએ કે બાળલગ્નનો રિવાજ તુરત નીકળી જાય, તોપણ હાલના બીજા સંસારી રિવાજોની આસપાસની થતી અસરો તરફ નિઘા કરતાં પુરુષ ઘણા તો ૨૫ વર્ષ સુધી અને સ્ત્રીઓ ઘણામાં ઘણાં ૧૬ કે ૧૮ વર્ષ સુધી કુંવારાં રહી શકે. આ ઠેકાણે પુરુષો તો કદાચ ૨૫ વર્ષની ઉમ્મર સુધીમાં પાઠશાળાની કેળવણી પૂરી કરી શકે, પણ સ્ત્રીઓ ૧૮ વર્ષની વય સુધીમાં તેટલો જ અભ્યાસ કેમ પૂરો કરી શકે? કોઈ કહેશે કે પરણ્યા પછી પણ સ્ત્રીઓ પાઠશાળામાં

અભ્યાસ કરવા જાય તો શું હરકત છે? કારણ કે હાલ પુરુષો પણ તેમને છોકરાં થયા પછી પણ પાઠશાળામાં શીખવા જાય છે, તેમને તો કંઈ હરકત પડતી નથી. આ અનુમાન જરા ભૂલભરેલું છે અને તેનો જેને અનુભવ થયો હોય તે જ જાણે. જણતીની પીડા વંઝા શું જાણે? પુરુષોને પણ આ દેશમાં ઉંચી કેળવણી મેળવવામાં હરકતો નથી નડતી એમ છે જ નહિ. તેમને પણ અસંખ્યાત અઠચણો નડતી હશે જ.

પરણ્યા પછી ઘરખટલાનો સઘળો ભાર પુરુષને માથે આવી પડે છે અને તેની સાથે વળી છોકરાં થયાં અને કુટુંબમાં વધારો થયો એટલે તેમના ભરણ-પોષણની ફિકર પડે છે એ જૂદી. આમ છતાં આપણે જોઈએ છીએ કે, તેવી સ્થિતિમાં પણ આ દેશની પાઠશાળાઓ કંઈ તદ્દન ખાલી પડી રહેતી નથી. તેમાં ઘણાએક વિદ્યાર્થીઓ શીખવા જાય છે. આનું કારણ આપણા દેશના આર્ય લોકોમાં પરાપૂર્વથી ચાલતા આવેલા એક ઉત્તમ રિવાજનો લાભ તેમને મળે છે

તે છે. આ દેશના આર્યોમાં કુટુંબનું બંધારણ એવું છે કે એક બાપના દીકરા તેના દીકરાના દીકરા થાય ત્યાંસુધી ઘણું કરીને સાથે જ રહે છે અને તેમની સર્વેની કમાઈ તેમના એક સામાન્ય વડીલ પાસે રહે છે અને તેમાંથી તેમનું સર્વેનું તથા તેમનાં બાયડી છોકરાં સુધાનું ભરણપોષણ અને બીજો સઘળો ખર્ચ ચાલે છે. જેઓ કમાવાને તનથી કે મનથી અશક્ત કે અસમર્થ હોય છે અથવા જેઓ હજી કમાવાને શીખ્યા નથી અથવા કેળવણીનાં કે બીજાં કારણથી ધંધા રોજગારમાં પડ્યા નથી, તેમનું તથા તેમના કુટુંબનું પોષણ પણ તેમાંથી જ ચાલે છે. એ પ્રમાણે ભાઈઓ, કાકાઓ અને પિત્રાઈઓ થકી અનાયાસે પરસ્પર મદદ થાય છે.

આ શિવાય અત્રે સૂચવ્યા વગર મારાથી રહેવાતું નથી કે બીજો પણ એક લાભ એ રિવાજથી આર્ય જનસમૂહમાં થાય છે. અનાથ વિધવાઓ અને અનાથ બાલકોનું ભરણપોષણ સહજ જ આ રિવાજને લીધે

થાય છે; માટેજ આ દેશમાં અનાથાશ્રમો અને અનાથશાળાઓ નહિ છતાં તેઓ રઝળતાં રખડતાં માલુમ પડતાં નથી. બાકી તેમની સંખ્યા કંઈ આ દેશમાં થોડી છે એમ સમજવાનું નથી.

તોપણ મારે કહેવું જોઇએ કે ઉપર કહ્યો તે રિવાજ જેવો પૂર્વે આ દેશમાં સખ્ત બંધારણથી ચાલતો હતો તેવો હવે રહ્યો નથી. વચલા કાળમાં અવ્યવસ્થા થવાથી તે ઘણે દરજ્જે લૂલો થવા માંડયો છે અને પરદેશીઓના રિવાજો દાખલ થવાથી તે વધારે ને વધારે લૂલો થતો જાય છે; માટે હવે જેમ વખત જાય છે તેમ અનાથશાળાઓ વગેરેની જરૂર પડતી જાય છે અને તેના પર દરેક જ્ઞાતિના શ્રીમંત લોકોએ ધ્યાન આપવાની ઘણી અગત્ય છે. તેમ જ કેળવણીને માટે પણ છે તે હું આગળ કહું છું. પણ જ્યાં સુધી આ રિવાજ છે ત્યાં સુધી, તો મેં ઉપર કહ્યું કે પાઠશાળામાં શીખતા પરણેલા વિદ્યાર્થીઓને તેમના બાપ, ભાઈ, કે કાકા વગેરે તરફથી સંકોચથી કે અડચણ

ભોગવીને પણ જો તેમને કેળવણીની ઉત્કંઠા હોય તો મદદ મળે છે.

આ મેં જે કંઇ કહ્યું તે વચલા વાંધાના લોકોને માટે કહ્યું. શ્રીમંત લોકોને તો એ રિવાજ હોય તોએ એટલું ને ન હોય તોએ એટલું જ. તેમને કોઇ વાતની આપદા કે અડચણ છે જ નહિ. પણ આ દેશના દુર્ભાગ્યની વાત એ છે કે તેઓ કેળવણી લેવાની કાળજી થોડી જ રાખે છે. હવે જે આપદા છે તે ગરીબ કુટુંબોને વાસ્તે છે, તથા તેની સાથે જો કદાચ આ આર્ય-કુટુંબના ઉત્તમ બંધારણને આગળ જતાં કંઇ વિશેષ ધક્કો લાગ્યો, તો તેની તજવીજ કરવાની ઘણી આવશ્યકતા છે.

આ અને એ પ્રકારની બીજી ઘણી અડચણો તો ઉંચી કેળવણી લેવા ચહાનાર પુરુષવિદ્યાર્થીઓને માટે છે; તો સ્ત્રીઓને માટે કેમ ન હોય કે જેમને ઉપ-જીવિકા વગેરેનો સર્વે આધાર એવા પુરુષોના ઉપર જ રાખવો પડે છે? વળી સ્ત્રીઓને માટે વિશેષ અને મ્હોટી અડચણ એક બીજી છે. તેમને એક કુદરતી

નિયમને આધીન રહેવું પડે છે, એ સર્વથી મ્હોટી અડચણ છે. સંતતિ થવાનો સમય જ્યારે પાસે આવે છે ત્યારે અને થયા પછી પણ તેમનાથી કંઇ પણ એવું કરી શકાતું નથી. આથી તેમના વિદ્યાભ્યાસમાં ભારે ખલેલ પડે છે અને તેમનાં બહારનાં સર્વ કાર્યો અટકી પડે છે. તેઓ માત્ર ગૃહકાર્ય અને ગૃહ-શિક્ષણમાં જ હવે પોતાનું સર્વ સામર્થ્ય વાપરી શકે છે. તેમણે અત્યાર સુધીમાં મેળવેલા સર્વ જ્ઞાનનો ઉપયોગ કરવાનો હવે ખરો વખત આવ્યો છે. માટે આ વખત સુધીમાં જે કંઇ કેળવણી તેઓ પ્રાપ્ત કરી શકે, તેમાં જ તેમને અગત્યનું જ્ઞાન સમાયલું રાખવું જોઇએ છે.

આ કારણથી હાલના સમયને અનુસરીને પુરુષોની અને સ્ત્રીઓની કેળવણીના વિષય અને ધોરણો જૂદાં જ હોવાં જોઇએ એવો મારો વિચાર છે. પછી આગળ જતાં જેમ જેમ સમયમાં ફેરફાર થાય તેમ તેને અનુસરીને ચાલવું એ તો ઉઘાડું જ છે.

અસલ આર્ય દેશમાં એવો સમય હતો કે પુરુષ

અને સ્ત્રીઓની ઉંચી કેળવણીનાં ધોરણ અને તેના વિષયો પણ એકસરખા રહી શકે. પછી તે તેમ ખરે-ખરાં હતાં કે નહિ તેને માટે યથાર્થ ઐતિહાસિક લેખ મળતો નથી, તેથી કહી શકાતું નથી. તોપણ ક્યાંક ક્યાંક ઉત્તમ વિદુષી સ્ત્રીઓના દાખલા મળે છે તેથી હોય એવું અનુમાન થાય છે. વળી અસલના સમયમાં આર્ય લોકોના સાંસારિક સર્વ રિવાજો એવા હતા કે જેથી ૧૮ તો શું પણ ૨૫ કે ૩૦ વર્ષ સુધી પણ સ્ત્રીઓ નિષ્કલંકપણે અને નિર્વિઘ્ને બ્રહ્મચર્ય પાળી શકે એવો સંભવ માલૂમ પડે છે. તે સમયના સાંસારિક રીત રિવાજો તથા વર્ણાશ્રમ વ્યવસ્થા, બ્રહ્મચર્યમાં ખલેલ કરવાને બદલે ઉલટું તેને ઉત્તેજન આપે અને ટકાવી રાખે એવાં હતાં.

હાલના અવિદ્યાના સમયના સાંસારિક રીત રિવાજોની આગળ ૧૨ વર્ષની કન્યાને પણ બ્રહ્મચર્ય ટકાવી રાખવું મુશ્કેલ પડે છે. પરંતુ જેમ જેમ વિદ્યા અને કેળવણી વધતી જશે અને જનમંડળ સુધરતું જશે તથા

આસપાસના સાંસારિક રીતરિવાજો સુધરતા જશે તેમ તેમ બ્રહ્મચર્ય પાળવામાં નડતી મુશ્કેલીઓ દૂર થતી જશે; એટલે વિવાહ કાળની હદમાં પણ વધારો થતો જશે અર્થાત્ બાળલગ્ન એની મેળે નષ્ટ થશે. આમથ વાથી કેળવણીની પદ્ધતિ પણ સુધારવાની ફરજ પડતી જશે.

હાલ તુરત સ્ત્રીઓને સારૂ ઉંચી કેળવણીને માટે જે પગલાં જોઇએ છે તે આ છેઃ–

૧—પ્રથમ તો આ દેશના સર્વ આગેવાન લોકોએ અને મુખ્યત્વે કરીને શ્રીમંત વર્ગે આ વાત ધ્યાનમાં લેવાની છે, કે કેળવણીનો જે સર્વ બોજો હાલ સર્વાંશે સરકારના ઉપર છે તેમાં તેમણે ભાગ લેવો જોઇએ છે; એટલું જ નહિ, પણ બને તો આખો જ બોજો પ્રજા પોતે ઉંચકી લે તો વધારે સારૂં. લગ્નના વરઘોડાઓ (ફૂલેકાંઓ) વગેરેમાં, નાતવરાઓમાં અને એવી જ બીજી અયોગ્ય ચાલોમાં જે આર્ય પ્રજાનો લખલૂટપણે પૈસો ઉડે છે તેનું વલણ કેળવણીના ખર્ચમાં ખાનગી અને સ્વતંત્ર પાઠશાળાઓ વગેરે કરવા તરફ

ફેરવાય તો દેશને નીચે જણાવેલા બે ત્રણ લાભો એક સામટા થવાનો સંભવ છે:—

૧. સરકારને માથેથી કેળવણીના ખર્ચનો બોજો ઓછો થાય તો તેના અવેજમાં પ્રજાપરથી (જો કરવા ધારે તો) બીજા કેટલાક કરોનો બોજો હલકો થઇ શકે.

૨. પ્રજાનો જે લખલૂટ પૈસો અયોગ્ય માર્ગે વપરાતો હોય તે દેશની ઉન્નતિનું મૂળ જે કેળવણી તેના જેવા સુમાર્ગે વપરાય.

૩. અને પ્રજા પોતાની ખાનગી પાઠશાળાઓમાં સ્ત્રીઓની તો શું પણ પુરુષોની કેળવણીનાં પણ સ્વતંત્ર ધોરણો બાંધવાને શક્તિમાન થાય. (હાલ પુનામાં સ્ત્રીઓને માટે એક હાઇસ્કૂલ સ્થાપવામાં આવી છે એ આ ઈલાકામાં એ પ્રકારનું એક પગલું છે એમ કહીએ તો ચાલે).

૨. સ્ત્રીઓની ઉંચી કેળવણીને માટે બીજું પગલું એ ભરવાનું છે કે મજકુર જણાવેલી ખાનગી પાઠશાળાઓ સ્થાપવા પછી તેમાં પુરુષોની અને સ્ત્રીઓની કેળવણીને માટે જૂદી જૂદી પદ્ધતિ અને જૂદાં

જૂદાં ધોરણો, તેમને હરેકને લાયકના જૂદા જૂદા વિષયો તેમાં દાખલ કરીને બાંધવાં. તેને માટે કેટલીએક સૂચનાઓ જેમને સૂઝે છે તે આ નીચે દર્શાવું છું તે ધ્યાનમાં રાખવીઃ–

૧. પ્રથમ તો નીચલા વર્ગની કેળવણીમાં દેશી ભાષાઓમાં ચાલતી પુસ્તકમાળા છોકરાઓને માટે તથા કન્યાઓને માટે જૂદી જૂદી રચાવી જોઇએ. અને તેમાં સ્ત્રીઓની પુસ્તકમાળામાં મેં પ્રથમ તા. ૭ મી મેના મારા પાછલા પત્રમાં સૂચવ્યું છે તેવા વિષયો ઘણું કરીને આવવા જોઇએ.

૨. નીતિની કેળવણીને માટે બાળમિત્ર, શાળોપયોગી નીતિગ્રંથ, હિતોપદેશ, ઈસપનીતિ, નીતિબોધ કથા વગેરે અગાઉ જેવાં પુસ્તકો એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટ્યુટમાં ચાલતાં હતાં તેવાં અને તેના જેવાં બીજાં ચૂંટી કહાડીને તથા વિદુરનીતિ, ભર્તૃહરિકૃત નીતિશતક વગેરે તથા રામાયણ મહાભારતાદિમાં સુદામાચરિત્ર (ભાગવતમાં)

શ્રવણાખ્યાન, ભરત શત્રુઘ્નને થયેલો રામ વિયોગ (રામાયણમાં) તથા (મહાભારતમાં) ભગવદ્‌-ગીતા તથા વિરાટ પર્વ, વનપર્વ વગેરેમાં અનેક પ્રસંગો નીતિથી ભરપૂર છે; તે ઉપરથી રચીને તેવાં પુસ્તકો શિખવવાં જોઈએ. સ્ત્રીઓને માટે વિશેષમાં સ્ત્રીનીતિધર્મ, મેહેરાતુલ અરૂસ યાને કન્યા દર્પણ જેવાં પુસ્તકો અને ઉત્તમ આર્ય તેમજ બીજી સદ્દગુણી સ્ત્રીઓનાં ચરિત્રો ઘટિત ભાષામાં રચી તે શિખવવાં જોઇએ.

૩. ઉંચી કેળવણીમાં સ્ત્રીઓને માટે અંગ્રેજી જ્ઞાન મૅટ્રિકયુલેશન સુધીનું ઘણું છે. (રાજ્ય ભાષા છે માટે) પરંતુ તે દેશી ભાષાના પાંચમા કે છઠ્ઠા ધોરણ સુધીનું જ્ઞાન પુરૂં થયા પછી જ શરૂ કરવું અને અંગ્રેજી ત્રીજા કે ચોથા ધોરણથી સંસ્કૃત ભાષાની શરૂઆત હિંદુ સ્ત્રીઓએ કરવી જોઇએ.

૪. અંગ્રેજી ભાષાનાં ઉપલાં ધોરણોમાં, નૉવેલ્સ અને કાવ્ય નાટકાદિમાંથી જેઓ શૃંગાર રસનાં અને

પ્રાણીજન્ય વિકારોને ઉત્તેજન આપનારાં હોય તેવાં બિલકુલ કહાડી નાખી તેને ઠેકાણે છોકરાઓ તેમ જ કન્યાઓ બન્નેને માટે, મૉરલ કલાસ બુક, ચેમ્બર્સ રૂડિમેન્ટસ ઑવ નૉલેજ તથા કોર્સ ઑવ રીડિંગ, ટાડ્સ સ્ટુડન્ટસ મૅન્યુઅલ, હાઉ ટુ એક્સેલ ઇન સ્ટડિ, સ્માઈલ્સ સેલ્ફહેલ્પ અને કેરેક્ટર, લેસન્સ ઑન મનિમેટર્સ વગેરે અને છોકરાઓને માટે વિશેષમાં હાઉ ટુ એક્સેલ ઇન બિઝનેસ, હાઉ ટુ મેક મનિ વગેરેના જેવાં પુસ્તકો દાખલ કરવાં જોઇએ.

૫. પાઠશાળાઓમાં દેશી ભાષાઓ ચાલુ રાખવી જોઇએ અને બને તો ( science and arts, ) વિદ્યા હુન્નર સંબંધી ગ્રંથો દેશી ભાષાઓની મારફતે જ શિખવવા અને તેની સાથે જૂના અને નવા કવિઓ અને ગ્રંથકારોના ઉત્તમ નમુનાનાં પુસ્તકો પણ શિખવવાં. પરંતુ અહિંયાં પણ આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે શૃંગારકાવ્યો બનતાં સુધી બાતલ કરવાં.

૬. સ્ત્રીઓની પાઠશાળાઓમાં બનતાં સુધી સ્ત્રી-શિક્ષકો જ રાખવી. (અને તે જેમ જેમ કેળવણી વધશે તેમ તેમ મળી શકવા માંડશે ).

૭. પુરુષો માટે **હુન્નરકળાની** કેળવણી (technical education) ની પાઠશાળાઓ સ્થાપવી અને તેમાં કૃતિની (practical) અને અખતરા સહિત (experimental) કેળવણી મળે એવી યોજના કરવી. મારો વિચાર તો એવો છે કે એવી પાઠશાળા-ઓને લગતાં ખાસ કારખાનાં સ્થાપવાં, જેમાં વિદ્યાર્થી-ઓને (practical experience) આનુભવિક કૃતિનું જ્ઞાન મળે અને તે કારખાનાઓની ઉપજમાંથી પાઠશાળાઓનો ખર્ચ પણ ચાલે.

૮. સ્ત્રીઓની પાઠશાળાઓમાં મૅટ્રિક્યુલેશનના વિષયો ઉપરાંત **ગણિત** (અંકગણિત, અક્ષરગણિત અને ભૂમિતિ અથવા રેખાગણિત) પૂરું, **તર્કશાસ્ત્ર** (logic), **અર્થશાસ્ત્ર** (political economy), **જગતનો ઇતિહાસ** (universal history),

**મહાપુરુષોનાં જીવન ચરિત્રો** ( biography ), **સિદ્ધપદાર્થવિજ્ઞાન** ( physics or natural philosophy ), અને થોડુંક વૈદ્યકનાં મૂળતત્વોનું જ્ઞાન, જેમાં **શારીરશાસ્ત્ર** ( anatomy ), **ઇંદ્રિય ગુણવિચાર** (phisiology), **નિદાન** (pathology), **ઔષધિવિદ્યા** ( materia medica ), **ગર્ભમોચનવિદ્યા** ( midwifery ), **બાલરોગ** અને **સ્ત્રીરોગ ચિકિત્સા નિદાન સહિત** (diseases of females and children with treatment ), અને **રસાયણશાસ્ત્ર** (chemistry ) તથા **ઉદ્ભિજપદાર્થશાસ્ત્ર** ( botany ) એટલા વિષયોનાં **મૂળતત્વોનું** ( elementary ) જ્ઞાન આપવું. અને તે વિષયો બનતાં સુધી **દેશી ભાષાઓની** મારફતે જ શિખવવા જોઇએ.

૯. આર્ય સ્ત્રીઓને સંસ્કૃત જ્ઞાન આપવા માટે પાઠશાળામાં **વ્યાકરણ**, **ષડ્દર્શનમાંથી** ગમે તે એક; અને **મહાભારત**, **રામાયણ**, **ઉપનિષદ** અને વેદોના **બ્રાહ્મણ** ભાગમાંથી ઉત્તમ ફકરા વીણી કહાડીને તે શિખવવા.

૧૦. પારસી અને મુસલમાન સ્ત્રીઓને માટે ફારસી ઝંદ કે પહેલવી તથા આરબી ભાષાઓનું જ્ઞાન શિખવવું.

૧૧. આટલો અભ્યાસ ઘણામાં ઘણાં ત્રણથી ચાર વર્ષમાં પૂરો થાય એવી રીતે રચીને ગોઠવવો.

૧૨. અભ્યાસના વિષયો હાલ જેમ વર્ગોમાં ચાર ચાર કે છ છ સાથે જ ચલાવવામાં આવે છે, તેમ ન કરતાં વિલાયતની પાઠશાળાઓમાં ચાલે છે તેમ એક વર્ગની અમુક મુદતમાં અમુક એક કે બે વિષય પૂરા થયા પછી બીજા વર્ગમાં અથવા તે જ વર્ગમાં બીજી ( term ) મુદતની શરૂઆત થતાં બીજા વિષય મંડાવવા અને તે પૂરા થયા પછી ત્રીજા નવા વિષય શિખવવા. આ ધોરણ રાખવાથી વિદ્યાર્થીઓ સહેલથી અને પકકું શીખી શકશે. કારણ કે ઘણા વિષય એક સાથે શિખવવાથી વિદ્યાર્થીઓનાં મન વિભક્ત ( વહેંચાયલાં) રહે છે અને સ્મરણશક્તિ ઉપર બોજારૂપ થઈ પડે છે તથા ધારણ કરવાની શક્તિમાં ગુંચવાડો થાય છે;-તે ઉપર દેખાડેલી રીતથી થશે નહિ. એકનો એક

વિષય આખો દિવસ ચાલવાથી કંટાળો ન આવે માટે સ્ત્રીઓને વચમાં ગાયન તથા ચિત્રવિદ્યા જેવી નાજુક કળાઓ ( fine arts ) શિખવવાનો થોડો વખત રાખવો અને પુરુષોને માટે વિદ્યાહુન્નરના અખતરા અને હસ્તક્રિયાના પ્રયોગો કરી દેખાડવા તથા તે કરાવવાનો થોડો સમય નિમવો; જેથી મન પાછું તાજું થઈ તે જ વિષય આગળ ચલાવવાને તૈયાર થશે. શીખેલા વિષયોની ઉજળણી ( revision ), વિદ્યાર્થીઓ મુદત ( term ) ને અંતે મળતી છૂટી ( vacasion ) ના વખતમાં હમેશની રીતિ પ્રમાણે કરતા રહેશે એટલે તેઓ વિસ્મૃત નહિ થાય.

સ્ત્રીઓની યુનિવર્સિટિમાં ઉત્તમ કેળવણીને માટે આટલો જ અભ્યાસ ઘણો છે. આથી તેઓ ગૃહકાર્યની સર્વ શાખાઓનું કામ કુશળતાથી ચલાવવાને એક ઉત્તમ તંત્રીના પદને લાયક થશે; એટલું જ નહિ, પરંતુ પોતપોતાના પતિને તેના હરેક કાર્યમાં પણ સરસ સલાહકાર અને સહાયક મંત્રીનું કામ પણ પૂર્ણરીતે બજાવી શકશે;

વળી આથી ગૃહશિક્ષણની મારફતે પોતાની ઉત્તમ કેળવણીનો લાભ પોતાના પ્રિય સંતાનોને આપી શકશે અને તેમનું પોતાનું તથા આખા કુટુંબનું રોગાદિક અરિષ્ટો થકી રક્ષણ કરવાને સંપૂર્ણ રીતે શક્તિવાન થશે.

અસલ આર્ય સ્ત્રીઓને ગૃહકાર્યને માટે કેવા પ્રકારની કેળવણી મળતી તેનો કંઇક ભાસ આ નીચે આપેલા મનુસ્મૃતિ માંહેલા શ્લોકથી થાય છેઃ–

सदा प्रहृष्टया भाव्यं गृहकार्येषुदक्षया ।
सुसंस्कृतोपस्करया व्ययेचामुक्तहस्तया ॥
स्त्रिया रत्नान्यथोविद्या सत्यं शौचंसुभाषितं ।
विविधानिचशिल्पानि समादेयानिसर्वतः ॥

**અર્થઃ**—સ્ત્રીએ ઘરમાં સદા રાજી રહીને ઘરના કામકાજમાં નિરંતર ચતુર રહેવું, ઘરના સરસામાનને સારી પેઠે સુધારીને સદા તેની સંભાળ રાખવી અને તમામ ખર્ચમાં હાથ મોકળો ન રાખવો (કરકસરથી ચલાવવું).

સ્ત્રીએ રત્ન, વિદ્યા, સત્ય, પવિત્રતા, સુભાષિત-

પણું અને નાના પ્રકારની કળાઓ એ સર્વ જગાએથી સંપાદન કરવી.

મારો ઉદ્દેશ પણ યુનિવર્સિટિમાંથી ઉંચી કેળવણી પામીને પ્રવીણતા મેળવ્યા પછી સ્ત્રીએ તેનો ઉપયોગ ગૃહકાર્ય અને બાળશિક્ષણમાં જ કરવો એ છે. આ સ્વધર્મ મૂકી કાંઈ પુરુષોની પેઠે સ્ત્રીઓએ પણ વકીલ બૅરિસ્ટર થઇ કુલોની બ્રીફ મેળવી કોર્ટોમાં પ્લીડ કરવા ઉભાં રહેવું કે ડૉકટર થઇ હૉસ્પિટલોમાં કે સરકારી ખાતાંઓમાં નોકરી મેળવવી, કે ગવર્નમેન્ટ પબ્લિક ખાતાંઓમાં સરકારી નોકરી મેળવી તે બજાવવી, કે ધંધારોજગારનાં કારખાનાં ચલાવવાં, કે વ્યાપારની ફર્મો કે ગોડાઉનો સાચવવી અને એવાં જ બીજાં બહારનાં કાર્યો જેવાં પુરુષો કરે છે તેવાં કાર્યો કરવામાં કેળવણીનો ઉપયોગ કરવો, એવો મારો ઉદ્દેશ નથી. અને પશ્ચિમ તરફના દેશોમાં જેમ સ્ત્રીઓને બહારનાં કાર્યો કરવામાં અને બીજી રીતે ગેર-છૂટ આપવાથી હવે તેમને પશ્ચાત્તાપ કરવો પડે છે,

તેમ આપણા દેશમાં પણ ન થાય માટે તેનાથી અત્યારથી જ સાવધ રહી ચાલવાની જરૂર છે. સ્ત્રીઓને પાઠશાળાની કેળવણીની સાથે મેં ઉપર સૂચવ્યું છે તેવી આપણા શાસ્ત્રના ગ્રંથોમાંથી અને બીજી રીતે નીતિની કેળવણી મળવાથી તેઓ પોતાની મેળે જ પોતાના ખરા ધર્મને સમજી તેમાં પ્રવૃત્ત થશે. અને એવી નીતિની કેળવણી વગર બીજી સર્વ કેળવણી તે મેં પ્રથમ જણાવ્યું છે તેમ અધુરી ગણાશે. એવી અધુરી કેળવણી અને અધિક ગેરસ્વતંત્રતા સ્ત્રીઓને આપવાથી અને ગૃહકાર્ય મૂકી બહારનાં કાર્યોમાં પ્રવૃત્ત થવા દેવાથી પશ્ચિમ તરફ કેવાં નુકશાન થયાં છે તે ડૉ૦ સ્માઇલ્સ જેવા વિદ્વાને આપેલા વિચારોથી તાદૃશ્ય લક્ષમાં આવશે, માટે તે હું આવતા પત્રમાં આપવા ધારૂં છું: તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન
**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**

## પત્ર ૧૪ મું.

સંવત્ ૧૯૪૩ ના જેઠ શુદિ ૧૩ ને શનિવાર.
તા૦ ૪ થી જુન ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

મેં મારા પાછલા પત્રમાં તમારી વિનંતિ ઉપરથી આપણા દેશની આર્ય સ્ત્રીઓને, ગૃહકાર્ય અને બાળરક્ષણ શિક્ષણને યોગ્ય એવી ઉંચા પ્રકારની ( પાઠશાળાની ) કેળવણી કેમ, કેવી ને કેટલી આપવી તે વિષે મારા પોતાના વિચાર જણાવ્યા.

હવે આ પત્રમાં મેં પ્રથમ કહ્યા પ્રમાણે સ્ત્રીઓ એવી ઉત્તમ કેળવણીનો ખરો ઉપયોગ જે ગૃહ-કાર્ય અને ગૃહશિક્ષણ તેમાં ન કરતાં પુરુષોની પેઠે બહારનાં કાર્યો કરવાને પોતે લાયક નહિ છતાં, તે કરવાને પ્રવૃત્ત થાય તો તેથી કેવાં નુકસાનકારક પરિણામો થાય છે તે ડૉ. સ્માઇલ્સના વિચારોમાં નીચે દર્શાવું છું તે લક્ષમાં લેશો.

૯

તે કહે છે કે, “ સ્ત્રીકેળવણી અને સ્ત્રીસુધારણાથી હરેક પ્રજાનું વર્ત્તન ઉન્નતિને પામે છે, તે વાત જેટલી ચોક્સ છે, તેથી વધારે શકભરેલી આ વાત છે કે, રાજકાજ અને ધંધારોજગારનાં નિરસ કામોમાં પુરુષની સાથે હરીફાઇમાં સ્ત્રીઓએ ઉતરવાથી કંઈ પણ લાભ પ્રાપ્ત થાય ? દુનિયામાં જેટલે દરજ્જે સ્ત્રીઓનું ખાસ કામ પુરુષો કરી શકે, તેથી વધારે પ્રમાણમાં સ્ત્રીઓ પણ કાંઇ પુરુષોનું કામ કરી શકશે નહિ; અને જ્યાં જ્યાં સ્ત્રીઓને પોતાના ઘર અને કુટુંબમાંથી ખસેડી બીજા કામમાં પ્રવિષ્ટ થવા દીધી છે, ત્યાં ત્યાં સાંસારિક સંબંધમાં અનર્થનું પરિણામ નિપજ્યું છે. અને એ વાત ખરી છે કે આજકાલ જે સ્ત્રીઓ ઈંટોનાં, ખીલા બનાવવાનાં તથા બીજાં કારખાનાંમાં તેમ જ કોલસાની ખાણોમાં, પુરુષોના હારમાં રહી મહેનતનાં કામો કરે છે, તેમાંથી તેઓને ખસેડવાને માટે આજે કેટલાંક વર્ષ થયાં કેટલાક ઉત્તમ લોકહિતકારી જનોના પ્રયત્ન ચાલી રહ્યા છે.”

સને ૧૮૪૩ ના "ધિ યુનિયન" પત્રના જાન્યુઆરીના અંકમાં ડૉ. સ્માઈલ્સે એક ફકરો કારખાનાંઓમાં કામ કરનારી સ્ત્રીઓના સંબંધમાં પોતે તે વિષે જાતિઅનુભવ મેળવ્યા પછી લખ્યો હતો. એ કામ કરનારાંઓના લાભમાં લૉર્ડ શાફ્ટસ્બરીના ઉમદા પ્રયત્નોથી ઘણાએક સુધારો થયા છતાં હજી એ ફકરાની બાબત ઘણે દરજ્જે ખરી પડેલી જોવામાં આવે છે, એમ તેનો પ્રકટ કરનાર કહે છે. એ ફકરાનો સાર નીચે આપ્યો છે:—

"કારખાનાંઓની આ રસમથી દેશની દોલતમાં ગમે એટલો વધારો થયો હોય, તોપણ લોકોની ઘરસંબંધી હાલત ઉપર એથી અત્યંત નુકસાનકારક અસર થઈ છે. ઘરરૂપી પવિત્ર ધામના ઉપર એણે (રસમે) હુમલો કરીને કુટુંબની સંસારી ગાંઠો તોડી નાખી છે. એણે સ્ત્રીઓને પોતાના સ્વામીઓ પાસેથી અને છોકરાંઓને પોતાનાં માબાપ પાસેથી છીનવી લીધાં છે. તેમાં વિશેષે કરીને સ્ત્રીનું વર્ત્તન હલકું કરી નાખવામાં

તેનું વલણ વધારે થયું છે. સ્ત્રીનું ખરૂં કામ ગૃહકાર્યને લગતી પોતાની ફરજો બજાવવાનું છે. તે એ કે, પોતાના ઘરખટલાની વ્યવસ્થા રાખવી, છોકરાંઓને ઉછેરવાં ( તેમનું રક્ષણ શિક્ષણ કરવું ), કુટુંબની જીવિકાને કરકસરથી વાપરવી અને જોઇતું કરતું પુરૂં પાડવું. પણ કારખાનું તેને આ બધી ફરજોથી દૂર કરે છે; એટલે ઘર કહેવા લાયક—વાસ્તવિક ઘર રહેતું નથી; છોકરાંઓ રઝડતાં રઝળતાં અશિક્ષિત નિવડે છે. પ્યારની તીક્ષ્ણ ધાર બુઠ્ઠી થઈ જાય છે, એટલે સ્ત્રી તે પુરુષની **ગૃહમિત્ર, સલાહકાર સોબતી** અને **નમ્ર ભાર્યા** રહેતી નથી; પણ તેની સાથે મહેનત કરનારી અને **મજુર સોબતી** બને છે. **શીલગુણનું** ઉત્તમ રક્ષણ કરનાર **વર્ત્તન** અને **વિચારોમાં** વપરાતી જે **સભ્યતા** તેનો વારંવાર નાશ કરનારી માઠી અસરોને આધીન તેને રહેવું પડે છે. કારખાનાંઓમાં કામ કરનારી કુમારિકાઓ, તેમને સીધે રસ્તે દોરનાર સંગીન નિયમો અને વિવેક બુદ્ધિના કાબુ વિના, ઉગતાં

જ સ્વતંત્રતાની લાગણી ગૃહણ કરવા માંડે છે એટલે પોતાના માબાપોએ રાખેલી ધાકને એકદમ કહાડી નાખવાની તૈયારી કરી તેઓ પોતાનાં ઘર તજી દે છે અને તુરત જ પોતાના સોબતીઓનાં દુર્ગુણોમાં સામે થાય છે. જે સહવાસમાં તેઓ રહે છે ત્યાંનો શારીરિક અને નીતિસંબંધી વા તેમને લાગે છે અને તે તેમની પ્રાણીજન્ય વાસનાઓને ઉશ્કેરે છે; ખરાબ દ્દષ્ટાંતની અસર તેઓમાં પ્રસરે છે અને તેથી વધતાં વધતાં અગણિત ખરાબીઓ વધે છે."

"(ઇંગ્લંડની) ઉત્તર તરફ હજી પણ આ રિવાજ સાધારણ છે કે, ધણી ઘરમાં નકામો બેસી રહે છે અને માદીકરીઓ કારખાનામાં કામ કરવા જાય છે. આનું પરિણામ ઘણે ઠેકાણે એ આવે છે કે, કુટુંબવ્યવસ્થા, ગૃહશિક્ષણ અને ઘરની સત્તા એનો સર્વથા વિધ્વંસ થાય છે. અને ઘણાં વર્ષ થયાં પારિસ શહેરમાં એ જ વ્યવસ્થા ચાલે છે, કે જે કેટલીક સ્ત્રીઓ આપણામાં (અંગ્રેજ લોકોમાં) પણ ચલાવવા ઇચ્છે છે.

ત્યાં મુખ્યત્વે કરીને સ્ત્રીઓ બહારના કામકાજ પર જાય છે. વેપારીઓના માલ વેચવાનાં છાપરાં કે દફ્તરની પેઢીઓ પર મોખરે રહેવાના કામ પર સ્ત્રીઓ નોકરી કરે છે અને પુરુષો મહોલ્લાઓમાં કે હવા ખાવાની જગ્યામાં નકામા ફરતા ફરે છે. આનું પરિણામ એ થયું છે કે તેઓ ઘરબાર વગરના થઇ નીચપણાને પામી તેમના કુટુંબકબીલાની અને સંસારી સ્થિતિની દુર્દશા થઈ છે.”

આસરે પચાસ વર્ષ ઉપર જ્યારે પહેલા નેપોલિયને કહ્યું હતું કે, ફ્રાન્સ દેશને મ્હોટી જરૂર માતાઓની છે, ત્યારે બીજા શબ્દોમાં કહીએ તો, તેની મતલબ એ હતી કે ફ્રેન્ચ પ્રજાને સારી સદ્ગુણી અને બુદ્ધિમાન સ્ત્રીઓના ઉપરીપણાથી ચાલતું જે ઘર તેમાં મળતી કેળવણીની જરૂર છે. ખરેખર પહેલો ‘ફ્રેન્ચ રેવોલ્યુશન’ એ સ્ત્રીઓની પવિત્ર સત્તાની ગેરહાજરીથી ઉત્પન્ન થતી સાંસારિક ખરાબીઓનું એક અત્યંત અસરકારક દૃષ્ટાંત છે. જ્યારે દેશમાં આ માંહોમાંહેનો બળવો ફાટી નિકળ્યો ત્યારે જનમંડળમાં

દુરાચરણ અને દુર્વ્યસન ફેલાયાં હતાં. નીતિ, ધર્મ, સદ્‌ગુણ, એના ઉપર વિષયીપણાનાં પાણી ફરી વળ્યાં હતાં. સ્ત્રીઓની આબરૂ બગડી ગઇ હતી. લગ્ન સમયના વિશ્વાસ પર કરેલા કોલકરાર વિસારી મૂકવામાં આવ્યા હતા; માતાનું માતાપણું વગોવાતું હતું; ઘર અને કુટુંબ એકસરખી રીતે બગડી ગયાં હતાં. ઘર સંબંધી પવિત્રતાની ગાંઠથી જનમંડળ બંધાયલું રહ્યું નહિ; ફ્રાન્સ આખું માતા વગરનું થઈ રહ્યું; છોકરાંઓ છૂટાં પડયાં અને સ્ત્રીઓના ભયંકર આવેશ અને કિકિયારી વચ્ચે 'રેવોલ્યુશન' ( રાજ્યની ઉથલપાથલનો બળવો ) ફાટી નિકળ્યો."

"પણ આ ભયંકર શિક્ષા થઇ તે પણ બેદરકારીથી ભૂલી જવામાં આવી અને તેથી ઉપરાઉપરી ફ્રાન્સને જબરૂં ખમવું પડયું છે. આનું કારણ-કેળવણી, આજ્ઞાંકિતપણું, આત્મસંયમન અને ટેક, જે ખરેખરી રીતે માત્ર ઘરમાં જ શિખાય છે, તેની કોતાઈ એ જ ફક્ત હતું. કહે છે કે ફ્રાન્સનું હમણાંનું સત્તાહીનપણું,

જેણે કરીને તેને પોતાના જીતનારાઓના પગ આગળ આશ્રય વગર અને લોહિલોહાણુ થતું લોટવું પડયું હતું. તેનું કારણ ત્રીજો નેપોલિયન જણાવે છે કે, 'તેની પ્રજાના તત્વની ખામી અને પોકળપણું અને તેની સાથે વળી મોજશોખમાં ગરકાવ થવું એ હતું' તો. પણ આટલું તો કબૂલ કરવું જોઇએ કે એ કારણને (નેપોલિયનના) પોતાના થકી જરા પણ ઉત્તેજન મળ્યું નહોતું. આ ઉપરથી એમ જણાય છે કે જો ફ્રાન્સને સરસાઈ ને મ્હોટાઇ મેળવવી હોય તો જે કેળવણી પહેલા નેપોલિયને બતાવી છે તે હજી પણ શીખવાની ઘણી જરૂર છે. તે એ કે **બાળકોને ઘરમાં સારી માતાઓને હાથે મળતી કેળવણી.**"

"સ્ત્રીઓની અસર જ્યાં ત્યાં સરખી જ હોય છે. તેમની સ્થિતિની અસર સર્વે દેશોમાં લોકોની નીતિ, રીતિ અને વર્ત્તન પર લાગે છે. જ્યાં સ્ત્રીઓ ઉતરી જાય છે ત્યાં જનમંડળ પણ હલકું ગણાય છે; જ્યાં તેઓની નીતિ પવિત્ર અને સુધરેલી હોય છે, ત્યાં જનમંડળ પણ તેટલું જ ઉંચું ગણાય છે."

"આ ઉપરથી સ્ત્રીકેળવણી એ જ પુરુષની કેળવણીનું મૂળ કારણ છે; સ્ત્રીઓનું ચઢતું વર્ત્તન એ જ પુરુષના ઉચ્ચવર્ત્તનનું મૂળ કારણ છે, અને સ્ત્રીઓની સ્વતંત્ર મનશક્તિ ખિલવવી એ જ આખા મંડળનું માનસિક સ્વાતંત્ર્ય વધારી તેને જાળવી રાખવાનું મૂળ સાધન છે. કારણ કે રાજ્યની ઉત્પત્તિ ઘર થકી છે અને પ્રજાની ઉત્પત્તિ માતાઓ થકી છે.

"તોપણ એમ માનવાને કંઈ જ કારણ નથી કે સ્ત્રીઓની ઉન્નતિ અને સુધારો, તેમની રાજ્યાધિકારમાં નીમણુક કરવાથી જાળવી રખાશે. છતાં આ સમયમાં એ મતાધિક્ય (Majority of votes–બહુમતપણા)-ના બળ પર ભરોંસો રાખનારાઓ એવું સમજે છે કે સ્ત્રીઓને રાજ્યકાજમાં સત્તા આપવાથી ઘણોક લાભ થશે. આવા સવાલની તકરારમાં અહિં ઉતરવું એ જરૂરનું નથી. તોપણ આટલું કહેવું બસ થશે કે જે સત્તા સ્ત્રીઓ રાજ્યકાજમાં ભોગવતી નથી, તેનો બદલો, જે સત્તા તેઓ ખાનગી જીંદગીમાં વાપરે

છે અર્થાત્ જે બાળકો આગળ જતાં સ્ત્રીઓ કે પુરુષો દાખલ દુનિયામાં પોતપોતાનાં સઘળાં કામો બજાવે છે, તેમને ઘરમાં શિક્ષણ આપવાથી વળી જાય છે, એટલું જ નહિ બલકે તેથી વધારે છે * * * * અને આખી માનવ જાતિનું વર્ત્તન ઘડવાની આ શક્તિ એ ખરેખર પાર્લામેન્ટના મેમ્બરોને માટે ‘ વૉટ ’ (મત) આપનાર દાખલ અથવા ધારા બાંધનાર દાખલ જે સત્તા વાપરવાની સ્ત્રીઓ કદી આશા રાખતી હોય તો તે કરતાં ઘણી જ મ્હોટી છે. ”

આટલું કહીને ડૉ. સ્માઇલ્સ ( ત્યાંની ) ખરી સ્ત્રીસુધારકોનું ધ્યાન એક ચોકસ બાબત ઉપર ખેંચે છે, કે જે બાબત તરફ તેમણે પોતાની જાતિનું વલણ દોરવાની ઘણી જરૂર છે અને જે આજ લગણ તેઓએ તદ્દન વિસારી મૂકી છે. તે કહે છે કે “ માણસ જાતનો ખોરાક સ્ત્રીઓએ કરકસરથી વાપરવાની અને સુધારીને તૈયાર કરવાની ઘણી જરૂર છે. આ બાબતના સાધારણ જ્ઞાનની પણ તેમનામાં ખામી હોવાથી ખોરાકનો ઘણો

ભાગ વ્યર્થ જાય છે; આ વાત ઘણી જ નિંદનીય છે. (આપણા આર્યધર્મમાં અન્ન એજીઠું મૂકવાની કે રાંધેલું અન્ન રખડતું મૂકવાની કે વેચવાની, અર્થાત્ જેથી અન્ન વ્યર્થ જવાનો સંભવ રહે તેવું કામ કરવાની સખ્ત મનાઇ છે). જો કોઈ માણુસ જ્યાં અનાજનો અમુક જથ્થો પ્રથમ જેટલો ઉત્પન્ન થતો હોય ત્યાં તેથી બમણો ઉત્પન્ન કરી શકે અને તેને મનુષ્ય જાતિનું કલ્યાણ કરનાર ગણીએ તો જે સ્ત્રી માણુસના શ્રમ અને ચાતુર્યથી ઉત્પન્ન કરેલા ખોરાકનો શ્રેષ્ઠ ઉપયોગ કરે અને કરકસરથી વાપરે તો તેને કંઈ ઓછી લોકકલ્યાણ કરનારી ગણવી નહિ જોઇએ. હાલ જે ખોરાકનો જથ્થો આપણુને મળે છે, તેનો સુધારીને ઉપયોગ કર્યો હોય તો તે આપણા દેશ (ઇંગ્લંડ)-ની ખેડાઈ શકે એવી જમીનનો જ જાણે તુરતાતુરત વધારો કર્યો હોય એમ ગણાશે; તે ઉપરાંત તેથી વળી આરોગ્યતા, કરકસર અને ઘરસંસારના સુખમાં વધારો થશે તે તો જૂદો. જો આપણી (ઇંગ્લાંડની) સ્ત્રી-

સુધારકો માત્ર પોતાની શક્તિ અને પ્રયત્ન આ બાબતમાં વાપરે અને તેમાં પાર પડે તો સર્વે ઘરકુટુંબોનો તેઓ ઉપકાર પ્રાપ્ત કરશે અને દુનિયામાં તેઓની મહાન્ જનહિતકારી કામો કરનારમાં ગણના થશે.”

આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે સ્ત્રીઓ ઉત્તમ નીતિ, રીતિ ને જ્ઞાનની કેળવણી લઈ તેનો ઉપયોગ માત્ર ગૃહકાર્ય ને ગૃહશિક્ષણ ( બાળકોને કેળવણી આપવા )માં કરે તો જ પોતાનું, પોતાના કુટુંબનું, પોતાના દેશનું અને જગતનું કલ્યાણ કરી શકે, અને તેથી વિરુદ્ધ ચાલે તો વિરુદ્ધ પરિણામને પ્રાપ્ત કરી લે.

આ શિવાય હમણાં મને એક બીજી વાત યાદ આવી છે કે, ઈશ્વરી નિયમો પ્રમાણે જોતાં પણ સ્ત્રીઓ બહારનાં કાર્યો કરવાને યોગ્ય નથી, અને જો કરવા જાય તો ઘણીએક અડચણો સૃષ્ટિક્રમમાં તેમજ દુનિયાનાં કાર્યોમાં કુદરતી રીતે નડે છે, તે હું પ્રથમ આવતા પત્રમાં દર્શાવી મારા વિષયનો આ ભાગ પૂરો કરીશ

અને ત્યાર પછી માતાએ પોતાના બાળકને ગૃહશિક્ષણ કેવી રીતે આપવું તેની શરૂઆત કરીશ.

પરંતુ તેની પહેલાં મારે આ ઠેકાણે એક વાત અવશ્યે જણાવવી જોઇએ કે ઉપર આ પત્રમાં અને તેની પહેલાંનાં કેટલાંક પત્રોમાં કેટલેક ઠેકાણે ગૃહ-શિક્ષણની બાબતમાં અને તેને માટે સ્ત્રીશિક્ષણની જરૂર એ બાબતમાં મેં ડૉ. સૅમ્યુઅલ સ્માઇલ્સ નામના વિદ્વાન્ અંગ્રેજી ગ્રંથકારના વિચારોનો સાર આપ્યો છે, માટે મારી પોતાની તરફથી, તમારી તરફથી અને જે કોઈ આ મારાં પત્રો વાંચીને તેનો સાર્થક કરશે તેમની તરફથી હું એ વિદ્વાન્ ગ્રંથકર્ત્તાનો ઉપકાર માનું છું. તુરત એજ.

લી. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

**પુરુષોત્તમ નારાયણજીની આંશીષ.**



## પત્ર ૧૫ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૧, સોમે,
તા૦ ૬ ટ્ઠી જુન ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપાત !

શ્રી મુંબઇ.

મારા છેલ્લા પત્ર પછી આપના બે પત્રો એક પછી એક આવ્યા તે વાંચવાથી મને ઘણીક બાબતોનું નવીન જ્ઞાન થયું છે. પ્રથમ પત્રમાં સ્ત્રીઓની કેળવણી ઉંચા પ્રકારની હોવી જોઇએ તે વિષે પ્રતિપાદન કરી, તે કેવી હોવી જોઇએ તે વિષે ખુલાસો કરતાં તથા તે કેમ મળે તે જણાવતાં આગે કેટલીક સૂચનાઓ કરેલી છે તે મને ઘણી જ જરૂરની લાગે છે. અને એ પ્રમાણે થાય તો ખરેખર આપણા દેશનો દહાડો વ્હેલો ઉઘડે એમાં મને સંદેહ લાગતો નથી. હું ઈશ્વર પાસે બે કર જોડી એટલી જ પ્રાર્થના કરૂં છું કે, હે પ્રભુ, એવો દહાડો અમારા આર્ય દેશને ક્યારે દેખાડીશ !

સ્ત્રીઓ પુરુષની પેઠે ઉંચા પ્રકારની કેળવણી લેવાને યોગ્ય છે તેમ તે શકિત પણ ધરાવે છે, એ બાબત આપ ના પાડતા નથી અને તેને ડૉ. સ્માઇલ્સના વિચારોથી પણ ટેકો મળે છે. અને વળી આપ એમ પણ દર્શાવો છો કે જો આર્ય દેશનો પૂર્વકાળ હમણાં હોત, એટલે જે વિઘ્નો હાલ નડે છે તે નડતાં નહોત અને સર્વે રીતરિવાજો વગેરેની અનુકૂળતા હોય તો ખરેખર સ્ત્રીઓ પુરુષોના જેટલી જ કેળવણી લઈ શકે એમાં કંઈ જ શક નથી. તેમ જ પુરુષોની પેઠે સર્વ કાર્યો કરવાની શકિત પણ સ્ત્રીઓ ધરાવે છે, એવું આપનું પણ અનુમત છતાં તેઓએ માત્ર ઘરનાં જ કામોમાં ગુંથાઇ રહેવું અને બહારનાં કામો કરવામાં જાણે તેમનો કંઈ જ હક્ક સંબંધ ન હોય એવી રીતે ભાર મૂકી દર્શાવો છો અને જો તે કરવા નીકળે તો માઠાં પરિણામ થાય, એવું આપના છેલ્લા પત્રમાં ડૉ. સ્માઇલ્સના વિચારોમાં આપ દાખલા દલીલોથી સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન કરો છો.

વળી આપ તો છેવટે આગળ વધીને એમ પણ જણાવો છો કે પુરુષનાં કાર્યો કરવાને સ્ત્રીઓ ઈશ્વરી નિયમોથી અર્થાત્ કુદરતી રીતે પણ નિર્માણ થએલી નથી. જ્યારે ઈશ્વરે તેમનામાં તે કરવાની શકિત મૂકેલી છે અને તેનાં સાધન મેળવવાની પણ શકિત મૂકેલી છે, ત્યારે તેમ છતાં તે કરવાને નિર્માણ કેમ થએલ નહિ હોય, એ આશ્ચર્ય જેવું લાગે છે. કદાચ ઘરનાં કામો કોણ કરે, એ ધાસ્તિથી અથવા સ્ત્રીઓથી તે જેવાં સારી રીતે થાય તેવાં પુરૂશથી ન બને, એ વિચારથી આપ તેને માટે આગ્રહથી એમ કહેવા માગતા હો કે તે સ્ત્રીઓએ જ કરવાં જોઈએ. પણ હું ધારૂં છું કે કોઈ સ્ત્રી જો કેળવણી પામીને પ્રવિણતા મેળવે અને પછી તેથી પોતાના કુટુંબને વિશેષ લાભકારી થાય એવું બહારનું કામ ઉઠાવી લે અને ઘરનાં કામની સંભાળ લેવાને બીજાં એક કે વધારે માણસો જરૂર અને શકિત પ્રમાણે રાખી લે તો કંઈ હરકત નડે નહિ. આવી રીતે વ્યવસ્થા ચલાવવાથી સ્ત્રીઓ

પોતાના કુટુંબને વિશેષ લાભ કરી શકે એમ મને લાગે છે.

તોપણ મારી સમજ અને અનુમાન તથા અનુભવ ઉપર જ ફક્ત આધાર નહિ રાખતાં આપ એ બાબતો વિષે સંપૂર્ણ ખુલાસો કરો ત્યાંસુધી મારે ધીરજ પકડી પછી તે વિષે વિચાર બાંધવો એવો મારો નિશ્ચય છે. માટે આપ કૃપા કરી તે બાબત વિષે વિસ્તારથી જે વિવેચન કરવા ધારો છો તેને માટે હવે વધારે ને વધારે આતુરતાથી હું વાટ જોતી બેઠી છું, તેમાંથી તુરત જ મને મુક્ત કરશો એવી આશા છે. તુરત એજ.

લિ. નિરંતર આપના ચરણની દાસી
કેસરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.



## પત્ર ૧૬ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૪, ગુરૂવાર.
તા૦ ૯ મી જુન ૧૮૮૭,

પ્રાણપ્રિય સૌભાગ્યવતિ !

શ્રી શેગામ.

તમારૂં તા૦ ૬ ઠ્ઠી જુનનું પત્ર મને ગઈ કાલે પહોંચ્યું. તમારી આકાંક્ષા પૂરી પાડવાને મેં પ્રથમથી લખી રાખેલી બાબત આ પત્ર સાથે જોડી મોકલું છું, તેથી તમારી શંકાઓનું સંપૂર્ણ રીતે સમાધાન થશે એવી હું આશા રાખું છું.

ગૃહશિક્ષણ એટલે બાળકને ઘરમાં અપાતી કેળવણી અને તેને માટે માતાને કેળવણી લેવાની જરૂર, એ બાબતો મેં મારાં પાછલાં પત્રોમાં જણાવી. તે સિવાય ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય એ બે જ સ્ત્રીશિક્ષણના મુખ્ય હેતુ છે અને તે વિદ્યાજ્ઞાનની કેળવણીની સાથે નીતિની કેળવણી હોવાથી વધારે સારી રીતે જાળવી શકાય છે; અને જો તેની ખામીને લીધે સ્ત્રીઓ

એ બેમાંનું એક અથવા બન્ને કામ તજીને પુરુષની પેઠે બહારનાં કાર્યો કરવા નિકળે તો તેથી કેટલી હાની થાય છે, એ બાબતો પણ મેં મારા પાછલા છેલ્લા પત્રમાં કારણો અને દૃષ્ટાંતો સહિત દર્શાવી છે.

હવે આ છેલ્લી બાબત;—એટલે કે સ્ત્રીઓની મુખ્ય ફરજ ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય એ બે જ છે, અને પુરુષની પેઠે બહારનાં કાર્યો કરવાને તેઓ કુદરતી નિયમોથી પણ નિર્માણ થયેલ નથી; તેમાં પુરુષ પણ ગૃહકાર્ય કરવાને નહિ પણ બહારનાં કાર્યો કરવાને જ સરજેલ છે, તે વિષયનું હું આ પત્રમાં પ્રતિપાદન કરવા ચાહુ છું.

આ બાબતમાં પ્રથમ તો એ વિચારવાનું છે કે, સ્ત્રીઓએ સૃષ્ટિક્રમથી પરાપૂર્વનો ચાલતો આવેલો રિવાજ, કે તેમણે ગૃહકાર્ય અને કુટુંબ રક્ષણશિક્ષણ કરવું, તે તજીને પુરુષોની પેઠે બહારનાં કાર્યો કરવાને પ્રવૃત્ત થવામાં તેમનો હેતુ શો હોવો જોઇએ? હા, એટલું તો આપણે માન્ય કરીએ છીએ કે તેઓ પુરુષ-

ની પેઠે સર્વ પ્રકારની કેળવણી લેવાને હક્કદાર છે અને તે લે તો તેમાં કાંઇ હરકત નથી, બલકે વિશેષ લાભ છે. પણ ત્યારે સવાલ એ ઉઠે છે કે તેનો ઉપયોગ સ્ત્રીઓએ પુરુષોની પેઠે કાં ન કરવો? ગ્રંથો રચવા, સભાઓ ભરવી, તેમાં ભાષણો કરવાં, સુધારાના કામો કરવાં, નવી શોધો કરવી, વગેરે વિદ્યા સંબંધી, સંસાર સુધારા સંબંધી અને બીજાં જનહિતકારી કામો જે પુરુષો કરે છે તે અને તે સિવાય તેમની પેઠે જાહેર ખાતાંઓમાં નોકરીઓ કરવી, કારખાનાં ચલાવવાં, વ્યાપારધંધા ચલાવવા, સરકારી નોકરીઓ બજાવવી, રાજ્યદ્વારી કામો બજાવવાં, તેમાં હોદ્દા ભોગવવા અને રાજ્યસભા (પાર્લામેન્ટ)માં મતો આપવાં, વગેરે બીજાં કામો કરવાને સ્ત્રીઓ શું લાયક નથી? જ્યારે સર્વ પ્રકારની કેળવણી લેવાને તેઓ લાયક છે અને તેઓ તેટલી કેળવણી લે તો તેનો ઉપયોગ તેઓ એવાં કામોમાં કાં ન કરે? આ ઉપરથી સ્ત્રીઓએ પુરુષનાં કામો કરવા નિકળવાનો હેતુ

બીજો કંઈજ નહિ, પણ તેમણે પુરુષોની બરોબરી કરવી અને તક મળે તો જેમ તેમની ઉપર સત્તા અને ઉપરીપણું પુરુષો આજ લગણ ભોગવતા આવ્યા છે, તેમ હવેથી તેઓએ પુરુષોપર ચલાવવાં એ ઠરે છે.

પણ હું મારી વિદ્વાન્ બ્હેનોને અને પ્રિય અર્ધાંગના, તમે પણ તેમની સાથે એ વિચારમાં સામેલ થતાં હો તો તમને પણ, અતિ આર્જવપૂર્વક વિનંતિ કરી એક જ પ્રશ્ન પૂછું છું કે, તમે હરેક વાતમાં પુરુષોની બરોબરી કરવા તત્પર થાઓ છો તે ઠીક; પણ ત્યારે તેમની સાથે તમો ઈશ્વરના ઘરની બરોબરી લાવ્યાં છો ? મારા આ નમ્ર પ્રશ્નથી તમને કદાચ માઠું લાગતું હોય તો ક્ષમા કરજો. કારણ કે જો પુરુષો તમારાં કામોમાં તમારી બરોબરી કરવા નીકળે તો હું તેમને પણ એ જ પ્રશ્ન પૂછયા વગર રહું નહિ. અર્થાત્ સ્ત્રી અને પુરુષ બન્ને પોતપોતાનાં ખાસ કામો બજાવવાને ઈશ્વર થકી નિર્માણ થયેલાં છે એવું સૃષ્ટિક્રમ ઉપરથી સાબીત થાય છે, તે હું આગળ દર્શાવું છું.

પણ તે પહેલાં સ્ત્રીઓનો બીજો હેતુ, જે પુરુષોના ઉપર બને તો સત્તા અને ઉપરીપણું ભોગવવાનો હોય તો તેનું નિરાકરણ કરીએ. હું ફરીથી તમને ઘણી જ નમ્રતાથી સવાલ કરૂં છું કે, તમને પુરુષોના ઉપર સત્તા અને ઉપરીપણું કેવા પ્રકારનું ચલાવવું છે? શું તમારે રાજ્યાધિકારમાં પોતાની જાતિનું પ્રબળ વધારી, પોતાની આપઅખ્તિયાર સત્તાથી તેમના પર જુલમ ગુજારવો છે? અને તેમ વિનાઅપરાધે તેમના પર નિર્દયપણું શા માટે કરવું જોઇએ? શું તમારે વચ્ચે વચ્ચેના કાળમાં પુરુષોએ તમારી જાતિને અજ્ઞાન રાખીને તમારી પાસેથી ગુલામડીની પેઠે ઘરનું કામ કરાવ્યું અને પોતે અજ્ઞાન રહી તમને પણ અજ્ઞાન રાખી, તેનું વેર લેવું છે? આ તમારો હેતુ હોય તો હું તેમની તરફથી ક્ષમા માગી એટલું જ જણાવું છું કે, તમારે એ વિચારથી દયા સહિત દૂર રહેવું; કારણ કે જે જે કાળમાં તેઓએ જાણીને કે અજાણતાં એ અવિચારી કામ

કર્યું છે તે તે કાળમાં તુરત જ તેમને તેની શિક્ષા થઇ ચૂકી છે. તેઓ પોતાની, પોતાના કુટુંબની અને પોતાના દેશની ઉન્નતિ ખોઇ દઈ, દુર્દશાને પ્રાપ્ત થતા આવ્યા છે.

કદાચ તમારા મનમાં પેલી નવરા મનની તાર્કિક કલ્પનાથી ઉત્પન્ન થતી આકાશમાં બંગલા બાંધવા જેવી–કોઇ કાળે નહિ બનેલી કે નહિ બનવાની એવી-સ્ત્રીઆરાજ્યની વાત સ્ફુરતી હોય અને તેની પેઠે પુરુષોને તમારાં રમકડાં બનાવી નિર્ભયપણે તેમના પર સત્તા ચલાવી, મજા જોતાં બેસવાનો ફાંટો આવતો હોય, તો તે નીચ કલ્પના તમારા જેવા કોમળ મનના પ્રાણીઓને ઘટતી નથી અને વળી જયારે તમે પુરુષોના જેટલી કે કદાચ તેથી પણ અધિક જ્ઞાન મેળવી વિદુષીઓ બનો તો તે તમારી વિદ્વત્તાને આ કલ્પનાથી એવું લાંછન લાગે કે તેનો કાળો ડાઘ ઇતિહાસનાં પાનાં પરથી કોઈ કાળે મટે નહિ.

એ સિવાય તમારો કોઇ ત્રીજો જ હેતુ હોય

કે નહિ, અમારે તો સંસારનું અધિક શ્રેય થવા સારૂ કેળવણીથી યોગ્યતા પામી પુરુષો પર સરસાઈથી સત્તા મેળવવી છે અને તમને અમારી આગળ હાંકી અમારા દૃષ્ટાંતનું અનુકરણ કરાવવું છે કે દુનિયાનું કલ્યાણ આમ કરીએ ! બ્હેનો અને માતાઓ, આ હેતુ જો તમારો હોય તો ખરેખર તે સ્તુતિપાત્ર છે અને મ્હારી પ્રિય પત્ની, તમને પણ આ હેતુમાં સામેલ રહેવાને હું અત્યંત પ્રસન્નતાથી કહીશ. પરંતુ એ હેતુ મેળવવાને વિચાર કરવાનો ક્ષણભર પણ તમને અવકાશ જોઇએ તેમ નથી. કારણ કે, ત્યારે તો પેલી એક બાઈ જે “ કાખમાં છોકરો, ને ‘ અરે મારો છોકરો કયાં ગયો !’ કહી તેને બહાર શોધવા નિકળી ; ” તેની પેઠે તમે પણ કરવા નિકળ્યાં છો એમ ઠરશે. જે સત્તા તમારા ગૃહરાજ્યમાં હાલ તમે ભોગવો છો, તેમાં જ તમારી મેળવવા ધારેલી સત્તા સમાયલી છે. ગૃહકાર્ય અને બાળશિક્ષણની મારફતે પુરુષો કરતાં અધિક સત્તા તમે ભોગવો છો અને તેને લીધે તેમના કરતાં અધિક

કાર્યો કરી દુનિયાનું વધારે ભલું કરવાને શક્તિમાન છો જે વિષે હું મારા આગલા એક પત્રમાં વિસ્તારથી વિવેચન કરી ગયો છું; માટે હવે તે વાત અત્રે હું નિર્વિવાદ સમજું છું.

ત્યારે હવે તમારો સવાલ માત્ર એટલો જ રહ્યો છે, કે પુરુષોની પેઠે તેમના જેવાં સર્વે કામો અમારે કરવાં કે ન કરવાં? અલબત્ત જ્યારે તમે વિદ્યા, જ્ઞાન ને નીતિ સંબંધી કેળવણી પામી પાવરધાં થાઓ ત્યારે તમે સર્વ પ્રકારનાં કામો કરવાને સમર્થ છો અને કરો તોપણ મુખત્યાર છો. પરંતુ ડાહ્યા મનુષ્યોની એ રીત છે કે, હરેક કામ કરવા નિકળવું ત્યારે શું કરવું ને શું ન કરવું, તેમાં અધિક કે ઊણા લાભાલાભનું તોલન કરી તથા શું અને કેમ કરવું સહેલ પડશે અને શી વાતમાં કેવી અડચણો નડશે તે વાતનો વિચાર કરી આગળ વધવું.

માનસિક અને નીતિ સંબંધી ઉન્નતિ કરવામાં સ્ત્રીપુરુષ બન્ને એક સરખી રીતે લાયક છે. પરંતુ

તેને યોગે જે દુનિયાદારીનાં કામો કરવાનાં છે, તેનાં બે ભેદ અને બે પ્રભેદ થઈ શકે છે. કેટલાંક કામો પુરુષ કે સ્ત્રીને માટે ખાસ અને કેટલાંક બન્નેને માટે સામાન્ય હોય છે. વળી કેટલાંક દરેકને માટે મુખ્ય અને કેટલાંક ગૌણ છે. જીવિકાનાં અને સુખ સંપત્તિનાં સાધન ઉપાર્જન કરવાં, એ પુરુષનું ખાસ અને મુખ્ય કામ છે અને તેનો ઘરમાં સંચય કરી તેનો રૂડી રીતે ઉપયોગ કરવો, એ સ્ત્રીનું ખાસ અને મુખ્ય કામ છે. તેમ જ ઘરની પ્રજાનું સંરક્ષણ અને શિક્ષણ એ જેમ સ્ત્રીનું બીજું ખાસ અને મુખ્ય કામ છે, તેમ જ દેશની પ્રજાનું સંરક્ષણ અને શિક્ષણ એ પુરુષનું બીજું ખાસ અને મુખ્ય કામ છે.

આ બન્નેનાં ખાસ અને મુખ્ય કામોના પેટામાં ઘણું કરીને દુનિયાદારીનાં સઘળાં કામો આવી જાય છે. પરંતુ દરેકના પેટામાં તેને લગતાં જૂદાં જૂદાં હોય છે. જેમકે, જીવિકોપાર્જનના પેટામાં નોકરી, ચાકરી, હુન્નર કળા, વ્યાપાર રોજગાર વગેરે

આવે છે અને દેશની પ્રજાના સંરક્ષણ અને શિક્ષણમાં—વૈદ્યક ખાતાનાં તથા ન્યાય ખાતાનાં, પોલિસ ખાતાનાં તથા કાયદા રચવા અને અમલમાં લાવવા વગેરેનાં તથા લશ્કરી ખાતાનાં અને સમય આવે ત્યારે યુદ્ધ વગેરે કરવાનાં તથા રાજ્ય સંબંધી અનેક બીજાં કામો તથા વિદ્યાહુન્નર, કળાકૌશલ્ય, નીતિ સંબંધી કેળવણી ને સુધારાનાં કામો વગેરે આવી જાય છે. તેમ જ પુરુષે ઉપાર્જન કરેલાં જીવિકા વગેરેનાં સાધનો જે પૈસો ઈત્યાદિ તેનો સંગ્રહ અને સારો ઉપયોગ કરવાનું જે સ્ત્રીઓનું ખાસ કામ, તેના પેટામાં–પૈસાની આવક ખર્ચનો હિસાબ રાખવો, ઘરનું રાચરચીલું, ખોરાક પોશાક વગેરે પૂરાં પાડવાં તથા તેની રૂડી વ્યવસ્થા અને સારો ઉપયોગ કરવો કરાવવો વગેરે કામો સમાય છે; અને કુટુંબનાં રક્ષણ-શિક્ષણનાં સ્ત્રીનાં બીજાં ખાસ કામોમાં, બાળકોની તેમ જ ઘરનાં બીજાં માણસોની તન્દુરસ્તી જાળવવાનાં તથા તેને માટે ઔષધઉપચાર, તેમની મહાવજત વગેરેનાં

તથા ઘરમાં તેમને વિદ્યા, નીતિ, રીતિની કેળવણી આપવા વગેરેનાં કામો ગણાય છે.

આ કામોમાં વિદ્યા હુન્નરની તથા નીતિ રીતિની કેળવણીનાં કામો અને ઘરમાં તથા દેશમાં સંસાર-સુધારાનાં અને જનમંડળની નીતિ રીતિની સુધારણા વગેરેનાં કામો, એ પુરુષ તથા સ્ત્રી બન્નેને માટે સામાન્ય અને દરેકને માટે ગૌણ છે. અને એ કામોના પેટામાં–કેળવણી ખાતાં ચલાવવાં, પુસ્તકો રચવાં, સભાઓ ભરવી, તેમાં ભાષણો કરવાં, સુધારાનાં કામો કરવાં, નવી શોધો કરવી વગેરે જે મેં પ્રથમ પણ ગણી બતાવ્યાં છે, તેવાં કામો આવી જાય છે; અને એ કામો એવી રીતનાં છે કે તેમાં કોઇનાં બંધાયલાં રહેવું ન પડતાં ઇચ્છાપૂર્વક સ્વતંત્રતાથી બની શકે તેવાં છે અને તે સ્ત્રી કે પુરુષ પોતાનાં ખાસ અને મુખ્ય કામોમાંથી પરવારતાં કરી શકે તેમ છે; માટે સ્ત્રીઓ પોતાની કેળવણીનો ઉપયોગ તેવાં કામોમાં પોતાની ફુરસદની વખતે કરવાને પ્રવૃત્ત થાય તો તેમાં

કંઇ હરકત નથી, પરંતુ ઉલટો તેમાં વિશેષ લાભ છે.

તોપણ એવાં કામો જે સ્ત્રીઓ અને પુરુષો બન્નેને માટે સામાન્ય છે, તેમાં પણ એવી વ્યવસ્થા રાખી હોય કે પોતપોતાની જાતિનાં કામો પોતે જ બજાવે તો તેમાં વિશેષ અનુકૂળતા અને વધારે લાભ છે; અર્થાત્ સ્ત્રીજાતિને લગતાં વિદ્યા ખાતાનાં અને સંસાર સુધારા વગેરેનાં કામો તે સ્ત્રીઓ જ કરે અને પુરુષ જાતિને લગતાં એવાં જ કામો તે પુરુષો જ કરે; તેમાં બન્ને જાતિની નીતિ, રીતિ ને મર્યાદા અને તેની સાથે ઘણીએક સગવડ ઉત્તમ રીતે જળવાઇ રહેશે.

હવે સૃષ્ટિક્રમ ઉપરથી અને સ્ત્રીપુરુષના તન અને મનની જૂદી જૂદી સ્વાભાવિક રચના ઉપરથી એવું માલુમ પડે છે કે, તેઓ પોતપોતાનાં દરેકને માટે જૂદાં જૂદાં નિર્માણ થયેલાં કામો આ દુનિયામાં કરવાને અને એવી રીતે દુનિયાની જીંદગીમાં એકઠાં રહી પોતપોતાનાં કામો બજાવી પરસ્પર સહાયક થવાને સરજેલાં છે. જો આ હેતુ સૃષ્ટિકર્ત્તા ઈશ્વરનો ન હોત

તો બન્નેના ગુણ સ્વભાવ એક સરખી રીતે સ્ત્રી અને પુરુષ એ દરેકમાં મૂકત અથવા તેઓ બન્નેને જૂદાં જૂદાં રચવાને બદલે કોઈ એવી જ એક વ્યક્તિ ઉત્પન્ન કરત, કે પછી બીજી વ્યક્તિની સહાયતાની જરૂર પડે નહિ.

આ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે સ્ત્રીઓ પોતાનાં ખાસ કામો—ગૃહકાર્ય અને ગૃહશિક્ષણ વગેરે જેટલી સહેલાઈથી અને જેટલી ઉત્તમતાથી કુદરતી રીતે કરી શકે, તેવી રીતે પુરુષથી તે કામો થાય નહિ અને પુરુષનાં ખાસ કામો–ધંધારોજગારનાં અને રાજ્યાધિકારનાં વગેરે બહારનાં કામો–જેટલી સગવડ ભરેલી રીતે ને પરિપૂર્ણતાથી તેઓ બજાવી શકે છે, તે પ્રમાણે સ્ત્રીઓથી થાય નહિ. અને જો તેઓ એક બીજાનાં કામો કરવા જાય તો પોતાનાં કામોમાં નુકશાન વેઠી લઇ, સામાનાં કામોમાં ઘણી અડચણો નડતાં તે સારી રીતે બજાવી શકે નહિ.

હવે પ્રથમ એમ ધારીએ કે પુરુષો, સ્ત્રીઓનાં

સંર્વ કામો જે ઘરમાં કરવાનાં તે કરવા જાય તો જેટલી સહનશીલતા અને ધૈર્યથી, તેમ જ માયાળુ-પણે અને નરમ સ્વભાવથી, તેમ જ સ્ત્રીઓમાં બીજા જે સ્વાભાવિક ગુણો મૂકેલા છે તે ગુણોથી તેઓ બજાવે છે, તેવી રીતે ઘરનાં અને બાળકોનું રક્ષણ-શિક્ષણ કરવાનાં બારીક અને કંટાળા ભરેલાં કામો પુરુષોથી કદી પણ બની શકશે નહિ; એટલું જ નહિ, પણ એ ઘરનાં કામો કરવા જતાં પોતાનાં બહારનાં કામો પર પુરતું લક્ષ અપાશે નહિ. વળી ઘર-નાં કંટાળાભરેલાં કામો કરવાની ફરજ પડતાં બહાર-નાં કામો કરવાની બુદ્ધિ જેમાં ઘણા દીર્ઘ વિચારની જરૂર છે તે બુઠ્ઠી થઈ જશે અને તેની સાથે બહાર-નાં કામો કરવાને પૂરતો વખત રહેશે નહિ. આવી આવી અનેક અડચણોને લીધે તે પોતાનાં કામોમાં લાભ મેળવવાને બદલે નુકશાન ખમી બેસશે એટલે કુટુંબની ઉપજીવિકાનાં સાધનોનો રસ્તો બંધ થશે, અને રાજ્યવ્યવસ્થા ને લોકવ્યવસ્થા સચવાશે નહિ.

કદાચ એમ ધારીએ કે, પુરુષોને બહારનાં કામોથી તદ્દન મોકળા જ કરીએ, ને તે કામો સર્વે સ્ત્રીઓને જ માત્ર સોંપીએ અને ઘરનાં સઘળાં કામો ફક્ત પુરુષોની પાસે જ કરાવીએ જે તેઓ ટેવ પડતાં સારી રીતે બજાવવા લાગશે. પણ સ્ત્રીઓને બહારનાં કામો બજાવવાને કેટલી બધી અડચણો કુદરતી રીતે નડવાની, તેનો ખ્યાલ કરીશું ત્યારે જ જણાશે, કે એમ બનવું તદ્દન અશકય છે.

પ્રથમ તો સ્ત્રીઓનો બાંધો અને સ્વભાવ અતિ કોમળ અને નરમ હોવાથી બહારનાં અતિ શ્રમભરેલાં કામોની મેહેનત ઉઠાવવી સ્ત્રીઓને ઘણી મુશ્કેલ પડે. સ્ત્રીઓનો બાંધો દેખીતી રીતે ઘરની શીતળ છાયામાં બેસી થોડી કસરત મળે અને ચાલાકીથી કરવાનાં કામો કરવાને જ લાયકનો ઘડેલો છે. વળી ઘરકુટુંબનાં બાળકોને તથા જુદાં જુદાં માણસોને પોતાના માયાળુ ને નરમ સ્વભાવથી સમજાવી, પટાવી, પોતાના અમલમાં રાખવાં એ સ્ત્રીથી બની શકશે; પણ રાજ્ય

પ્રપંચમાં અનેક કાવાદાવાથી ભરેલા અનેક મતવાળા પુરુષોને પોતે તેથી અધિક થઇ તેમને જેર કરવા એ સ્ત્રીઓથી બનવું ઘણું મુશ્કેલ છે. આ ઠેકાણે કદાચ કોઇ એમ કહે કે સર્વે સ્ત્રીઓ જ કામ કરનારી હશે, એટલે તેમને પુરુષોની સાથે સંબંધ નહિ રહે, માત્ર સ્ત્રીઓ જ પોતપોતામાં સમજી સઘળી વ્યવસ્થા ચલાવશે, તો તેણે આ કહેવત યાદ કરવી કે "સાત સૂયાણીએ વેતર વણસે" એવું જરૂર સ્ત્રીઓ કરી બેસશે; વળી તેને પેલા 'બર્થોલ્ડ'ની કહેવત યાદ દેવડાવવી જોઇએ કે "પચીસ મનુષ્યોને કંઇ વાતની ખબર આપવી હોય તો એક સ્ત્રીને સંભળાવી દેવી." આ ગુણથી તેઓ પ્રપંચી કામોનો ભેદ કેવી રીતે ગુપ્ત રાખી શકે. સિવાય તે છતાં એમ પણ કરીએ તોપણ બધા દેશમાં તે વ્યવસ્થા માન્ય રહે કે ન રહે, માટે અંતે તો પુરુષો સાથે સંબંધ રાખવો જ પડે અને પુરુષો સાથે દરેક કામમાં હરીફાઇ કરવી પડે.

આ બધી અડચણો પ્રયત્ન કરતાં કદાચ દૂર કરી

શકાય એમ સમજીએ, તોપણ સ્ત્રીજાતિ હમેશાં કેટલાક કુદરતી નિયમોને આધીન પડવાને લીધે ઉપર જે કેટલાંક કેળવણી સંબંધી કે સુધારા સંબંધી વગેરે કામો ગણી બતાવ્યાં અને જે સ્ત્રીઓ શું કે પુરુષો શું, જ્યારે ગમે ત્યારે પોતાની સગવડ પ્રમાણે સ્વતંત્ર રીતે કરી શકે તેવાં છે, તે સિવાય બીજાં બધાં કામો પરતંત્ર રહેવા વગર કદી પણ કરી શકે નહિ તેવાં છે, માટે તેમાં પ્રવૃત્ત થવા જાય તો નિરંતર ટકી શકે નહિ અને તેના ક્રમમાં વચ્ચે ઘણી હરકતો નડે.

મનુષ્ય પ્રાણીને બ્રહ્મચર્ય પછી યુવાવસ્થામાં વિવાહિત સ્થિતિ જરૂરની છે, અને સ્ત્રીપુરુષનાં પરિણીત જોડાંના પવિત્ર પ્રેમનું પરિણામ, જે સુસંતાનરૂપી માનવરત્ન એ તેનો હેતુ છે. એ સિવાય સૃષ્ટિક્રમના એ ભાગમાં ઘણી હરકત પડત. હવે ધારો કે કદાચ સર્વે સ્ત્રીઓ મળીને એવો નિશ્ચય કરે (કારણ કે થોડી કરે ને થોડી ન કરે તો એનું એજ) કે વિવાહિત સ્થિતિ ન ભોગવતાં હમેશ બ્રહ્મચર્યમાં વર્ત્તવું, તો પછી કાં તો

તુરત જ સૃષ્ટિક્રમનો છેડો આવે છે કે પછી પશુવત્ પ્રજોત્પત્તિ કરવાનો પ્રચાર પડવાની ધાસ્તી રહે છે.

હવે જેઓ આજન્માંતનૈષ્ઠિકજનની પેઠે પોતાનું સર્વ આયુષ્ય, વિદ્યા, સામર્થ્ય વગેરે જનહિતકારી અને બીજાં પરોપકારી કામોમાં અર્પણ કરવાનું ઇચ્છીને સદા બ્રહ્મચર્ય પાળવા ઇચ્છતા હોય, તેવા વિરલા જનો સિવાય વિવાહિત સ્થિતિ માનવ જાતમાં આવશ્યક છે એ આ ઉપરથી સિદ્ધ થાય છે; અને તેવી સ્થિતિમાં રહ્યા પછી સ્ત્રીજાતિને જીંદગીમાં કેટલીએક વાર ગરોદર (બે જીવવાળી) હાલત આવે છે. આ હાલતમાં આવ્યા પછી કેટલાક માસ સુધી અને બાળકની પ્રસૂતિ પછી પણ કેટલાક માસ સુધી સ્ત્રીજાતિની તનની અને મનની પ્રકૃતિ અતિ કોમળ અને નાજુક બને છે, અને તે સમયે કંઇ પણ શ્રમનું કામ તનાથી થઈ શકતું નથી અને જો કરવા જાય તો પોતાને તેમ જ બાળકને નુકશાન કરી લે. માટે એ સમયમાં સ્ત્રીઓ ઘરમાં જુજ કાર્ય સિવાય જરા અધિક મહેનતના કામોથી પરહેજ રહે છે.

વળી એ સિવાય દર માસે ૪ થી ૬ દિવસ રજસ્વલા એટલે દસ્તાનના સ્ત્રીજાતિને કુદરતી રીતે ઘરનાં કામોથી દૂર રહેવું પડે છે, કારણ કે એ વખતમાં પણ તેની પ્રકૃતિ ઘણી નાજુક રહે છે. ( આર્ય તથા જરથોસ્ત ધર્મમાં તો એ વખતમાં સ્ત્રીએ ઘરમાંની કોઈ વસ્તુનો પણ સ્પર્શ કરવાની મનાઈ કરી છે. )

હવે બહારનાં કામો જે મેં ઉપર પુરુષોનાં ખાસ અને મુખ્ય કામો કહી વર્ણવેલાં છે, તે એવાં છે કે તેમાં નિરંતર મંડયા રહેવાની જરૂર છે; માટે તે જો સ્ત્રીઓ કરવા જાય તો કામથી પરહેજ રહેવાના ઉપર જણાવેલા સમયમાં તેમને તે કામ અધવચમાં મૂકી દેવાં પડે અને તેથી તે કામોમાં જરૂર નુકસાન વેઠવું પડે, અથવા જો તે પરસ્વાધીનનાં હોય તો તેને તેવી રીતે અધવચમાં મૂકાવી દીધેલાં પરવડે નહિ. આમ છે માટે સ્ત્રીઓ કુદરતી રીતે તે કામો બજાવવાને લાયક નથી એમ કહેવામાં કંઈજ હરકત નથી.

તે છતાં એક વાત એમાં પણ બની શકે તેમ છે કે સ્ત્રી પોતાના પતિના ધંધારોજગારના કામમાં કે તેવા જ પોતાના પિતાના કે કોઈ પાસેનો સગો જે પોતાનું ભલું ઈચ્છતો હોય તેવા પુરુષના કામમાં મદદ કરવાને અથવા બીજા કોઈ સારા હેતુથી ભાગ લેવા જાય અને અડચણની વખતે મૂકી દે તો તે કદાચ ( સામાને પરવડતાં ) સંભવિત છે. પરંતુ ત્યારે પણ સ્ત્રીએ પોતાની મુખ્ય નેમ એ રાખવી જોઈએ કે પોતાની કેળવણીનો સર્વ લાભ પ્રથમ ગૃહકાર્ય અને ગૃહશિક્ષણમાં આપ્યા પછીજ વધારે ફુરસદ ને વધારે સગવડ હોય તો જ એવાં કામમાં તેનો ઉપયોગ કરવો. એવી જ રીતે પુરુષો પણ પોતાની સગવડે સ્ત્રીઓના કામમાં મદદ કરવાને મુખત્યાર છે. પણ પોતાના ખાસ કામનો એકદમ ત્યાગ કરી બીજા કામમાં મંડયા રહેવાનો હેતુ કદી પણ કોઈએ રાખવો નહિ કે જે પરિણામે ઘણો જ નુકશાનકારક છે.

હવે છેવટ તમારા છેલ્લા પત્રના અંતમાં જે

આશંકા તમે કરી છે તેનું નિરાકરણ કરીને આ પત્રની સાથે જ "સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ" એ વિષયનો આ "ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય" નામનો પ્રથમ ભાગ સમાપ્ત કરૂં છું. અને ત્યાર પછી "બાળશિક્ષણ વિધિ" નામના બીજા ભાગની શરૂઆત કરીશ.

તમારી આશંકા પ્રમાણે કદાચ કોઈ એમ ધારે કે સ્ત્રી જો પુરુષની પેઠે બહારનાં કામ કરવા જાય અને ઘરમાં કોઇ દાઇ કે ચાકરડી કે હરેક બીજા માણસને પોતાના ઘરનું કામ કરવાને રાખે તો શું ખોટું છે? અને તેની અંદર લાભ એ બતાવે કે, એ તો ઘરમાં રાખેલા માણસને જે પગાર કે બદલો આપવો પડે તેથી ઘણે દરજ્જે વધારે પૈસો પોતાની ઉંચી કેળવણીની રૂએ કમાવી ધનનો લાભ કરશે એ સ્વાર્થ; અને બીજો રાજ્યકાજમાં કે બીજાં મહત્વનાં કામો કરી લોકોને કે દુનિયાને વધારે લાભ કરશે એ પરમાર્થ.

પરંતુ આ સમજણ ખોટી છે. કારણ કે દશ, વીશ, પચાશ, કે સો, કે તેથી પણ અધિક રૂપિયાના પગાર-

વાળું માણસ રાખશે, તોપણ જે ઉદ્યોગ, કાળજી અને સ્વત્વથી અર્થાત્ સ્ત્રી પોતાનું ઘર સમજી પોતાને હાથે કે પોતાની દેખરેખ નીચે જેવું કામ કરશે તેવું પગારદાર રાખેલાં માણસથી થનાર નથી જ. હું ધારૂં છું કે બહારના કામમાં જેટલો પૈસાનો લાભ મેળવવાના લોભે ઘરનું કામ તજીને જો કોઇ સ્ત્રી તે કરવા જશે તો તે લાભ કરતાં ઘરમાં અધિક હાની હોરી લેશે.

વળી છોકરાંઓનું સંરક્ષણ અને શિક્ષણ, એ જેવાં માતાની દાઝ, સહનશીલતા, પ્રીતિ અને નિર્લોભતા વગેરે સ્વાભાવિક પ્રેરિત ગુણોથી થશે, તેવાં દાઈ કે બીજાં કોઇ રાખેલાં માણસથી લાખો કે કરોડો રૂપિયા ખર્ચતાં પણ થઇ શકશે નહિ જ. તેમાં વળી પોતાના ઉપલા ગુણોની સાથે પોતાની મેળવેલી ઉત્તમ કેળવણીનો ઉપયોગ જો માતા પોતાના ઘરકામમાં અને પોતાના બાળકોના રક્ષણશિક્ષણમાં કરશે, તો પોતે એકલી જે બહારનાં કામો કરીને દુનિયાને લાભ કરવા ચાહે છે, તેના જેવાં અનેક કામો કરે એવાં અનેક સંતાનો

તૈયાર કરીને જગત્‌ને સાદર કરવાને તે શક્તિમાન્ થશે અને તેના બદલામાં તે માત્ર પોતાનાં સંતાનો તરફથી જ નહિ, પરંતુ સર્વ પ્રજાના તરફથી આશિર્વાદ લેવાને લાયક ગણાશે.

અને હું ધારૂં છું કે તેટલા જ માટે હે પ્રિય પત્નિ, તમારી (સ્ત્રી) જાતિને, જો કે જાહેર નામના કે કીર્તિનો ઓછો લાભ મળતો હશે, તોપણ માત્ર મૂર્ખ અને અજ્ઞાન લોકો સિવાય, સર્વ સુધરેલી પ્રજામાં સર્વકાળમાં પુરુષોથકી પૂજનીય, માનનીય અને તેમણે તેની સેવા ઉઠાવવા લાયકની લોકો ગણતા આવ્યા છે. આપણા પ્રાચીન આર્ય મનુભગવાન્ પણ આ પ્રમાણે કહે છેઃ—

यत्रनार्य्यस्तु पूज्यन्ते रमन्ते तत्रदेवता ॥
यत्रैतांस्तु नपूज्यन्ते सर्वास्तत्राऽफलाक्रियाः ॥ १ ॥
शोचन्ति जामयो यत्र विनश्यत्याशुतत्कुलं ।
न शोचन्ति तु यत्रैता वर्द्धते तद्धि सर्वदा ॥ २ ॥

तस्मादेताः सदापूज्या भूषणाच्छादनाशनैः ।
भूतिकामैर्नरैर्नित्यं सत्कारेषूत्सवेषुच ॥ ३ ॥

**અર્થ**—જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થાય છે તે કુળ ઉપર દેવ સંતુષ્ટ રહે છે અને જે કુળમાં સ્ત્રીઓનું સન્માન થતું નથી તે કુળની સર્વ ક્રિયાઓ નિષ્ફળ જાય છે. ૧.

જે કુળમાં સ્ત્રીઓ કંકાસ કરે છે તે કુળનો ઝટ નાશ થાય છે અને જે કુળમાં સ્ત્રીઓ કંકાસ કરતી નથી તે કુળની સદા ચઢતી થતી જાય છે. ૨.

માટે સમૃદ્ધિની ઇચ્છા રાખનાર પુરુષે કુળની સ્ત્રીઓનું સપરમે દિવસે તથા ઉત્સવને દિવસે વસ્ત્ર, આભૂષણ અને અન્નાદિથી કરીને સદા સન્માન કરવું. ૩.

આ પૂજ્ય પદ નિરંતર નિભાવી રાખવા સ્ત્રીઓએ પોતે ઉત્તમ શિક્ષણ પામી તેનો ખરો ઉપયોગ પોતાના સ્વધર્મ જે ગૃહશિક્ષણ અને ગૃહકાર્ય તેમાં જ કરવો અને તેમ કરવાને તેઓ ઈશ્વરથકી પણ નિર્માણ થયેલ

છે; અત–એવ સ્વકલ્યાણ માત્ર નહિ પરંતુ ઉત્તરોત્તર સ્વકુટુંબનું, સ્વદેશનું અને અંતે સર્વ જગત્‌નું શ્રેય કરવાને તેઓ શક્તિમાન થાય છે, એ મેં આ પત્રોમાં પ્રતિપાદન કર્યું; અને છેવટ સર્વ સ્ત્રીજાતિને આ ઉત્તમ જગદ્‌હિતકારી હેતુને પાર પાડવા, પ્રભુ બુદ્ધિ પ્રેરો એવી સર્વ શક્તિમાન જગન્નિયંતા પ્રત્યે પ્રાર્થના કરી આ પ્રથમ ભાગ સમાપ્ત કરૂં છું. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

ભાગ ૧ લો સમાપ્ત.

# સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ.

## ભાગ ૨ જો-બાળશિક્ષણ વિધિ.

### પત્ર ૧ લું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૬, શનિવાર,
તા० ૧૧ મી જુન ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતિ !**

**શ્રી રામ.**

બાળકોને સારૂં ગૃહશિક્ષણ મળવું એ ઉત્તમ કેળવણી પામેલી માતાના ઉપર સર્વ આધાર રાખે છે તે તથા કેળવાયલી માતાથકી દુનિયામાં કેવાં માનવરત્ન નિવડે છે તે મેં મારા પાછલા પત્રોમાં વિવેચન કરી બતાવ્યું છે.

રાત્રે દિવા વગર જેમ એક માણસ પોતાના ઘરમાં જાણીતો છતાં કોઇ નવા માણસને પોતાની પાછળ

દોરે છે અને વખતે અંધારામાં આડા નિકળી જતાં અથવા કોઇ વચમાં પડેલી જણસ ઉપર જઈ પડતાં અથડાઇ મરે છે કે ફાંફાં મારતો જ રહે છે અને બીજાની પણ તેવી જ અવસ્થા કરે છે, તેમ કેળવણી વગરનો માણસ આ દુનિયામાં છે. માતા એ દરેક મનુષ્યનો આ દુનિયામાં પહેલો અને ખરો ભોમિયો છે. અને જો તેને પોતાને જ જીંદગીનો ખરો રસ્તો સૂઝતો નહિ હોય, તો તે પોતાનાં નિરાધાર બાળકોને તેમના જીવતરના વિકટ માર્ગમાંથી નિર્વિઘ્ને પસાર થઈ જયના શાશ્વત કિનારા પર જઈ ઊભાં રહેવાને શી રીતે શક્તિમાન કરશે ? આટલા જ માટે મુખ્યત્વે કરીને સ્ત્રીઓએ પુરુષોની પેઠે ઉત્તમ કેળવણી લેવાની ખરી જરૂર છે અને તે વિષે સંતોષ ભરેલી રીતે જ્યાં સૂધી મેં ખુલાસો કર્યો નહોતો ત્યાં સૂધી તમારા પહેલા જ પત્રમાં કરેલા મુખ્ય પ્રશ્નનો ઉત્તર આપવાને મારાથી આગળ ચલાયું નહિ.

વળી ગૃહકાર્ય અને ગૃહશિક્ષણ એ બેનો પરસ્પર

કેટલો બધો નિકટ સંબંધ છે, તે અને એજ બે ફરજ સ્ત્રીઓની મુખ્ય છે, તથા એમ છતાં ઓછી સમજથી બહારનાં કાર્યો કરવા તેઓ તૈયાર થાય, એવું ધારીને કે 'જેમ કેળવણી લેવામાં અમે પુરુષોની બરોબરી કરવાને લાયક છીએ તેમ, તેઓના જેવાં કાર્યો કરવાને પણ અમને કાં હક્ક ન હોય!' તો તેથી કેવાં પરિણામ નીપજ્યાં છે, તે પણ મેં સાથે સાથે દર્શાવી દીધું. અને સૃષ્ટિના નિયમોથી અને તેમના કુદરતી બાંધા તરફ નજર કરતાં જણાય છે કે જેમ પુરુષો પણ સ્ત્રીઓનાં એ ખાસ કામો સહેલથી અને સંપૂર્ણ રીતે બજાવી શકે નહિ, તેમજ સ્ત્રીઓ પણ તેમની ઉપર જણાવેલી ખાસ બે ફરજો સિવાય પુરુષોનાં બહારનાં કામો કરવાને નિર્માણ થયેલ નથી, એ પણ દાખલા દલીલોથી મેં મારા પાછલા ભાગના છેલ્લા પત્રોમાં જણાવ્યું.

એક ઘરમાં પુરુષની વર્તણુક ગમે તેવી હશે પણ સ્ત્રી જો દક્ષતાથી પોતાનું ઘર ચલાવતી હશે અને

ડહાપણથી પોતાનાં બાળકોને દોરતી હશે, તો તે બાળકોને માતાના વર્ત્તનની જેટલી અસર લાગશે તેટલી બાપની લાગશે નહિ; એટલું જ નહિ પરંતુ તેવાં બાળકો આગળ જતાં સારાં નિવડ્યાં છે, એવા દાખલા દુનિયાની અંદર ઘણા મળી આવશે. પણ જો બાપ ગમે એવો સુનીતિમાન અને વિદ્વાન્ છતાં માતા કુલક્ષણી હશે, તો તેનાં બાળકો સુલક્ષણાં નિવડે એવું કવચિત જ બનશે. આટલા જ માટે આપણા પ્રાચીન આર્યધર્મમાં વિવાહનો સંબંધ એટલો તો અચળ અને અટળ બતાવ્યો છે, કે પતિ કદાચિત્ દૈવયોગે અપાત્ર નિવડયો હોય તોપણ સ્ત્રીએ પોતાના ધર્મ બજાવવામાં નિશ્ચળ રહેવું તેમાં તેનું તથા કુટુંબનું આ લોક ને પરલોકમાં કલ્યાણ છે; એટલું જ નહિ પરંતુ એ નિયમ જગત્‌ને પણ લાભકારી છે. આવી નીતિને હરેક વિદ્વજ્જન વખાણ્યા વગર રહેશે નહિ. એમાં તો આશ્ચર્ય નથી જ પરંતુ પશ્ચિમના પણ ખરા મર્મજ્ઞ વિદ્વાનો એ નીતિને માટે ઝંખના કરે છે અને જ્યારે

જ્યારે એથી વિરુદ્ધ નીતિનાં પરિણામ તેમને દુઃખદાયી જોવામાં આવે છે, ત્યારે અનેક પ્રકારે તેને માટે ફરિયાદો કરી આપણી પ્રાચીન નીતિની શ્લાઘા કરે છે.

આપણા દેશમાં હાલ પુરુષોની પેઠે સ્ત્રીઓને પણ પશ્ચિમનાં ધોરણ પર, પરંતુ તે અપૂર્ણ રીતે કેળવણી મળવા માંડી છે, જે સુધારવાની ઘણી જરૂર છે; અને તેની સાથે નીતિની કેળવણીની પણ એટલી બધી જરૂર છે કે, તે વગર જેમ મેં પાછલા ભાગમાં જણાવ્યું છે કે, ડૉ. સ્માઇલ્સ જેવા વિદ્વાનોને પણ અપૂર્ણ કેળવણીથી પોતાના દેશમાં પડતા પ્રચારનાં માઠાં પરિણામને માટે ફરિયાદ કરવી પડી છે, તેમ આપણા દેશમાં પણ ન થાય. આ બાબતમાં સાવચેત રહેવાને માટે પાછલા ભાગમાં સૂચના કરવાની મને મુખ્ય ફરજ જણાઇ અને તે અદા કરવા માટે જ મારે એ વિષય વચમાં લાવવો પડયો. કારણ કે નહિ તો ઉત્તમ ગૃહકાર્ય અને ગૃહશિક્ષણ એ ઉત્તમ સ્ત્રી-કેળવણીના જે ખરા હેતુ, તે એ દુષ્ટ પ્રચાર પડવાથી તેના ભક્ષ થઈ નષ્ટ થાય છે.

વળી વચલા કાળમાં વધેલું બાળલગ્ન રૂપી વડું વિઘ્ન, જે સ્રીશિક્ષણ અને બાળશિક્ષણ બંનેને હાનિ પહોંચાડનાર છે, તે આપણા દેશમાં પ્રાચીન કાળમાં નહિ હતું અને હવે પણ નથી જોઇતું, તેને માટે તમારી યોગ્ય સૂચનાથી જોઈતાં પ્રમાણો આપવાનો પ્રયત્ન મેં પાછલા ભાગમાં કર્યો છે.

આ બધી ફરજ જાણે મારે માથે અનાયાસે આવી પડી હોય તેમ સમજી તેમાંથી મારી મેળે મને મોકળો કરી એક ખરી સુનીતિસાથની કેળવણી પામ્યા પછી માતાએ પોતાનાં બાળકને ઘરમાં શિક્ષણ શી રીતે આપવું તે કહેવાની શરૂઆત કરૂં છું.

મેં પાછલા ભાગમાં ડૉ. સ્માઇલ્સનાં વચનોમાં જણાવ્યું છે કે, એક બાઇએ પોતાના ચાર વર્ષના બાળકને માટે એક ધર્મગુરૂને પૂછ્યું કે, " મારા બાળકને કેળવણી આપવાની શરૂઆત ક્યારથી કરવી ?" તેના ઉત્તરમાં તેણે કહ્યું કે " શું, બાઇ, હજી તમારા બાળકની કેળવણી શરૂ કરી નથી કે ? ત્યારે તો તમે

તમારા બાળકનાં ચારે વર્ષ વ્યર્થ ગુમાવ્યાં.” આ ઉત્તરનો અર્થ એમ સમજાય છે કે, માતા આગળ બાળકની કેળવણી છેક તે જન્મે છે ત્યારથી જ શરૂ થાય છે. ઉપલું ઉદાહરણ આપ્યા પછી ડૉ૦ સ્માઈલ્સે પણ કહ્યું છે કે, “તે બાઈ પૂછવા નિકળ્યા છતાં તેના બાળકની કેળવણી તો તે ન જાણે તેમ અનાયાસે ચાલુ થઇ જ ચુકી હતી.” આ વાત ખરી છે, પણ ફેર માત્ર એટલો જ છે કે, માતા જો આ વાત પર લક્ષ રાખી વર્ત્તે છે તો તેમાં કંઇક વિશેષ લાભ કરી શકે છે.

આપણા દેશમાં એવો ચાલ છે કે, બાળક (તેમાં ઘણું કરીને પુત્ર) જન્મતાં વારને થાળી વગાડે છે. આનો અર્થ આપણા લોકો ગમે તે સમજતા હોય પણ હું તો એમ કહું છું કે, એ એક બાળકને પોતાની માતાની નિશાળે જવાને સૂચવનારી ચેતવણી છે. જેમ શાળાનો સમય થતાં વિદ્યાર્થીઓને તથા શિક્ષકોને ઘંટ વગાડી સૂચવે છે કે “ચાલો નિશાળ-

નો વખત થયો. ” એટલે સૌ તૈયાર થઈ પોતપોતાની જગ્યાએ ભણવા ભણાવવા બેસે છે; તેમ અહિંયાં પણ ઉપર કહ્યું તેમ થાળી વાગ્યા પછી બાળકને ન્હવઠાવી ધોવડાવી સ્વચ્છ કપડાં પહેરાવી આરામ લેતું મૂકીને તેની ઉપમાતા દાઈ જે વ્યથામાંથી મુક્ત થયેલી માતાની આસનાવાસના કરી તેને પણ સ્વચ્છ કપડાં પહેરાવી તૈયાર કરવામાં પડી હોય છે, તે થોડીક ક્ષણમાં પેલા બાળક વિદ્યાર્થીને ઉંચકીને તેની માતારૂપી શિક્ષકની પાસે દુનિયાનો પ્રવેશક ધડો લેવાને તેની આગળ ધરે છે. આ સમયે માતા પોતાના બાળકને અંતરના અતિ ઉંડા ઉમળકાથી બન્ને હાથ પ્રસારી પાસે લઈ પોતાના વક્ષસ્થળ આગળ ધરી પ્રીત્યમૃતરૂપી પયપાન પોતાના પયોધરવડે કરાવવાનો પ્રયત્ન કરે છે. પૂર્વસંસ્કારજન્ય પ્રેરણા બુદ્ધિથી, ઘણું કરીને સ્તનચૂચુક ( ધાઇની ડીટડી ) બાળકના મ્હોડાને લાગતાં જ, તે ઓષ્ટ ઉઘાડી મ્હોડામાં લઈ ચૂસવા માંડે છે; પરંતુ કોઈ બાળક તે મંહ

હોવાથી મ્હોંમાં લેતું નથી તો માતા તેને વારંવાર મ્હોંમાં આપી તેને દૂધ આવે તેવો પ્રયત્ન કરે છે; અને એકાદ બે ટીપાં બાળકને ગળે ઉતર્યા કે જઠરાગ્નિ પ્રદીપ્ત થઈ બીજાં વધારે ટીપાં માગે છે, એટલે તેને હોઠ હલાવી ધાઇ ચુસવાનું આપોઆપ સૂઝે છે.

આ સમય પછી બાળકને અંગે જૂદી જૂદી સ્વાભાવિક ક્રિયાઓ ચાલુ થાય છે, તે વખતે માતાએ તેની સર્વ હીલચાલ ઉપર ખાસ ધ્યાન રાખી તેનું વળણ સવળી તરફ દોરવીને તેની આદતો સારી બંધાય તેવો પ્રયત્ન કરવાની જરૂર છે.

આ પત્રનું લંબાણ થવાની ધાસ્તીથી હાલ એટલું જ લખી અત્રે અટકું છું, અને આવતા પત્રમાં એ વિષય આગળ ચલાવી તે વિષે વિસ્તારથી વિવેચન કરવા વિચારૂં છું. તુર્ત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.



## પત્ર ૨ જું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૭, સોમે.
તા૦ ૧૩ મી જુન ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતી !

શ્રી શેગામ.

મારા પાછલા પત્રમાં જણાવ્યા મુજબ તે માંહેલા વિષયનું સાંધણુ આ પત્રમાં આગળ ચલાવી તે પર તમારૂં ખાસ લક્ષ ખેંચું છું.

બાળક જન્મ્યા પછી કેટલાએક માસ સૂધી તેની સ્વાભાવિક ચાર મુખ્ય હાજતો સિવાય બીજી ક્વચિત જ હોય છે. આ હાજતો—ભૂખ, ઝાડો, પેશાબ અને ઉંઘ એ છે, અને ત્યાંસૂધી તેનાં કામ પણ આખા દિવસમાં ધાવવું, હગવું, મૂતરવું, સૂવું એટલાં જ હોય છે. આ સંબંધી તેની મહાવજત કરતાં માતાએ બાળકને ઘણું શિખવવાનું હોય છે. તેમાં મુખ્ય તેની સારી આદત પડવા દેવી એ છે. આદત પડવાનું કાર્ય જન્મતાં વાર જ ચાલુ થાય છે; પછી જે તરફ તેને વળણુ મળે છે તે તરફ તે દોરવાય છે.

બાળકને ધવડાવવાનો નિયમ એ એ કે ત્રણ ત્રણ કલાકે જેમ વૈદ્યકશાસ્ત્રની રીતિ મુજબ ફરમાવેલો હોય તેમ રાખવો. તેમ જ તેણે ઝાડો પેશાબ કર્યો હોય તે તપાસવો અને નિયમસર તેને ઉંઘાડવું. ન્હાની વયમાં બાળકને ઉંઘ લેવાની જરૂર ઘણી હોય છે, માટે તેમાં ખલેલ પડવા દેવું નહિ. આટલું કરતાં બાળક રડી ઉઠે કે ચમકે તો તેને કંઇ બાહ્ય ઉપાધી અર્થાત્ તેને કંઈ બહારનું દુઃખ છે એમ સમજવું. ઘણી વખતે અણસમજુ કે ઓછા અનુભવની માતા બાળકના રડવાનું ખરેખરૂં કારણ ન સમજીને અનિયમિત રીતે ઘડી ઘડી તેને છાતીએ લગાડી ધવાડવા મંડી જાય છે. આથી તેને અજીર્ણ વગેરે શારીરિક ઉપદ્રવ થવા સાથે ખોટી આદત પડે છે; એટલે તે વારંવાર-ધાવવાનું જ માગે છે અને જેટલી વાર સૂધી ધાવે છે તેટલી વાર શાંત રહી પોતાના ખરા દુઃખની ફરિયાદ કરવી ભૂલી જાય છે, પણ તેને ધાવવાનું છોડાવ્યું કે પાછું રડવા માંડે છે. એ પ્રમાણે ક્રમ ચાલુ

રહેતાં અંતે માતા પણ તેના ખરા દુઃખનું કારણ સમજી શકતી નથી, અને બાળક હમેશાં દુઃખમાં રીબાયા જ કરે છે, અને વખતે તેમાંથી માઠાં પરિણામ પણ થાય છે. વળી અનાયાસે કદાચ તેનું ખરૂં દુઃખ દૂર થઇ જાય છે તો પણ તેને વિના કારણ રડવાની ટેવ પડે છે, અને તેનો સ્વભાવ પણ વખતે ચ્હીડિયો ને હઠીલો થઈ જાય છે. આથી માતાને ઘણો ત્રાસ ભોગવવો પડે છે. કુદરતી નિયમ પ્રમાણે હરેક વાતમાં હમેશાં સરળતા રહેવી જોઇએ અને જો તેમાં જરા વિકૃતિ થઇ તો બધો ક્રમ બગડે, માટે તેમ મૂળથી જ થવા ન દેતાં સરળતા રાખવામાં માતાએ ઘણું જ ચાતુર્ય વાપરવું જોઇએ; તેમ જ આનુભવિક જ્ઞાનનો ઉપયોગ કરવાની પણ ઘણી જરૂર છે.

માતા પોતાના બાળકને ગોદમાં લેતી વખતે અને પાછું સુવાડતી વખતે, તેના હાથ વારંવાર તેને લાગે છે અને તેથી તે પોતાને ઉંચકવાની કે મૂકવાની તેની ઢબ તે ઓળખી રાખે છે, એટલે જરા પણ બાળકને

પોત્તાની માતાના હાથનો સ્પર્શ થયો તો તે પોતાની માતાના હાથ છે એવું તે સમજી જાય છે, અને કદાચ તે વચમાં બીજા કોઇનો હાથ લાગ્યો તો તુરત તે ચેતીને નાખુશીનાં કે બીજાં ચિહ્ન બતાવે છે. માટે આ વાત ધ્યાનમાં રાખી ઘણું કરીને ઘરમાંનાં કે બહારનાં જૂદાં જૂદાં જનોના હાથે તેને ઉંચકવા કે મૂકવા ન દેવું. આમ થવાથી તેની લાગણીની શક્તિ એક સરખી, સ્પષ્ટ અને સતેજ નહિ રહેતાં તેમાં ગોંધળ થાય છે, એટલે તે ખીલવા પામતી નથી. લાગણીની શક્તિ નિરંતર ખીલતી રહેવામાં બીજી પણ જે કંઈ હરકતો નડતી હોય તે હમેશાં દૂર કરવાનો પ્રયત્ન કરતાં રહેવું અને તે સતેજ અને ચોખ્ખી રહે એવી સગવડ હમેશાં યોજતા રહેવું.

બાળકના સંબંધમાં જે જે ક્રિયાઓ થાય છે તેનું વિવેચન તે હમેશાં પોતાના મનમાં કરતું જ રહે છે અને તે વાત આપણને આ ઉદાહરણ ઉપરથી સાફ માલૂમ પડે છે કે, જ્યારે તેને તેની હમેશની સૂવાની જગ્યાએ પાછું ન સુવાડતાં બીજી જગ્યાએ સુવાડી

રાખવામાં આવે છે, ત્યારે તેને ચેન પડતું નથી અને ન ઉંઘતાં ઘડી ઘડી રડી ઉઠે છે. જો તેને હમેશાં પોતાની માતાની સ્હોડમાં સૂવાની ટેવ હશે, તો ઘોડીયામાં સુવાડવાથી તેને ચેન પડશે નહિ, અને જો તેને ઘોડીયાની ઝોળીમાં હમેશાં સુવાડવામાં આવતું હશે તો તેને સપાટ પથારી પર સુવાડવાથી ચેન પડશે નહિ. અર્થાત્ તેને એમ લાગે છે કે, જે કાર્ય હમેશાં મારી સાથે બનતું આવ્યું છે તે હમણાં બન્યું નથી પણ કાંઇક જૂદા જ પ્રકારનું બન્યું છે. એ પ્રમાણે જેટલી જેટલી સવળી કે અવળી ક્રિયાઓ તેના પર વીતે છે, અર્થાત્ તેના અનુભવમાં આવે છે, તેનું વિવેચન કરતું કરતું તે કેટલુંએક જ્ઞાન પોતાના ન્હાનકડા મગજમાં ભરતું જાય છે. માટે આ ક્રિયાઓ તેના પર થતી વખતે હમેશાં તેના મન પર સારી અસર થાય એવી રીતે બુદ્ધિમાન માતાએ નિરંતર દીર્ઘ વિચારથી વર્ત્તવું જોઇએ.

બાળકને ન્હવડાવી ધોવડાવી સાફ રાખવાની અને તેનાં કપડાં, બાળોતિયાં અને બિછાનું સ્વચ્છ રાખવાની

હમેશાં સંભાળ લેવી; તેમ જ તેની આગળ ઉગ્ર અને અપકારક વાસવાળી નહિ, પણ મૃદુ અને મીઠી સુગંધીવાળી વસ્તુઓ હમેશાં વાપરવાની ટેવ રાખવી. વાણી પણ કોમળ, મીઠી અને માયાળુ શબ્દોથી ભરેલી હમેશાં વાપરવી. આથી તેની ઇંદ્રિયો તાજી અને તીક્ષ્ણ બની રહે છે.

બાળકની ઇંદ્રિયો જન્મતાં વાર બધી સાથે જ કામ કરવા માંડતી નથી. પહેલી સ્પર્શ કરવાની ઇંદ્રિ જાગૃત થાય છે અને તેથી તુરત પોતાની માતાના સ્તનને મ્હોડાને સ્પર્શ થતાં જ તે ધાવવા મંડી જાય છે; ત્યાર પછી ચક્ષુરિન્દ્રિયનું ભાન તેને થાય છે અને તેથી તે પોતાની માને ઓળખવા માંડે છે; ત્યાર પછી શ્રવણેન્દ્રિયનું ભાન થાય છે અને તેથી તેની માનો સાદ તુરત ઓળખી શકે છે અને ધીમે ધીમે બીજું પણ સાંભળી શકે છે. આટલી ઇંદ્રિયો ચાર મહિનાની અંદર કામ કરવા માંડે છે અને ત્યાર પછી રસનેન્દ્રિયનું ભાન તેને થાય છે—મીઠું કે કડવું પારખતાં તેને ચોથે કે પાંચમે મહિને આવડે છે; એટલે મધ કે મીઠી

વસ્તુ તેને ખવાડીએ તો તુરત ખાય છે, પણ કડવું ઔષધ ખાવાની ત્યાર પછી આનાકાની કરે છે. જ્યાં સુધી રસનેન્દ્રિય જાગૃત નથી થઈ ત્યાંસુધી કેવું પણ ઓસડ ખવાડીએ છીએ તો તે લબકાવીને ચાંટી જાય છે. સૌથી છેલ્લું તેની ઘ્રાણેન્દ્રિયમાં ચેતન આવે છે.

આ વખતે માતાએ બાળકની સઘળી હીલચાલ ખૂબ ધ્યાનમાં રાખવી જોઈએ અને ઉપલો ક્રમ ધ્યાનમાં રાખી તેની શક્તિ જેમ જેમ ખીલતી જાય તેમ તેમ તેના પ્રયત્નમાં મદદ કરતાં રહેવું જોઈએ. બાહ્યેંદ્રિયો સચેત થયા પછી અંતરેન્દ્રિયો પણ સચેત થવા માંડે છે અને કેટલેક મહિને તે સંપૂર્ણ રીતે પોતપોતાનું કામ કરવા માંડે છે.

બાળક જન્મે છે ત્યારથી તેના લોહીનું ફરવું એટલું ઉતાવળું ચાલે છે કે તેથી તેના શારીરિક અને માનસિક અવયવો ને ઇંદ્રિયો ઝટ ઝટ વધવા માંડે છે; તેની સાથે બાળકની નકલ કરવાની ટેવ સ્વાભાવિક હોય છે તેથી અને માતાનું વર્ત્તનરૂપ દૃષ્ટાંત નિરંતર તેની પાસે જ હાજર હોય છે એટલે તેના અનુ-

કુસ્પણુથી તથા ઘરમાંની બીજી આસપાસની અસરોથી તેની મનશક્તિ તથા જ્ઞાનમાં પણ તેટલા જ વેગથી વધારો થવા માંડે છે. આમ છે માટે શાણી માતાએ પોતાના બાળકમાં વાણી અને વર્ત્તનથી પોતાની ઉત્તમ છાપ બેસાડવાનો હમેશાં પ્રયત્ન કરતાં રહેવું, અને મેં પ્રથમ ભાગમાં જણાવ્યું છે તેમ તેના અનુકરણ કરવાના સ્વભાવને શ્રેષ્ઠ વળણ આપતાં રહેવું. આથી તેની ઉત્તમ આદતો બંધાશે અને તેનું વર્ત્તન ઉંચું થશે.

એ જ પ્રમાણે બાળકની ગ્રહણ કરવાની શક્તિ પણ એટલી વેગવાળી હોય છે કે ઉપર કહ્યું તેમ તેની ઇંદ્રિયોની વધવાની ઉતાવળી ક્રિયાની સાથે જ તે પણ કામ કરે છે. અને બાળક આશરે દોઢથી અઢી વર્ષની વચ્ચેના કાળમાં—મેં પાછલા ભાગમાં જણાવ્યું તેમ લૉર્ડ બ્રોહામના અવલોકન પરથી માલુમ પડયું છે કે, ‘આસપાસની ઘણી વસ્તુઓના ગુણદોષનું તથા પોતાના અને પારકાના મનનું જ્ઞાન જેટલું મેળવે છે તેટલું આખી જીંદગીના બાકીના કાળમાં તે મેળવતું નથી:’

આ તેની જીંદગીના વર્ત્તનનો પાયો છે અને તે ઘણો જ ઉત્તમ અને સુદૃઢ રચાવો જોઇએ. આ વખતમાં બાળકનું મન માતામાં અને માતાનું ચિત્ત બાળકમાં હોય છે. બાળકની હરેક ફરિયાદ તેની માતા પાસે હોય છે, હરેક હાજત તે તેને જ દર્શાવે છે અને માતાનો પ્રેમ અને પ્રીતિ પણ એટલી બધી વેગવાળી હોય છે કે તે સઘળું જરૂરનું કામ મુકી દઇ બાળકની હાજત પૂરી પાડવાને પ્રથમ તૈયાર થશે. આ વિજળીના તાર જેવી પ્રેમની દોરી દ્વારા માતા પોતાના બાળકની મનોવૃત્તિમાં હરેક જ્ઞાન, હરેક વિદ્યા, પોતાની હરેક આદત, પોતાનું સર્વ ચાતુર્ય, સર્વ સત્તા અને સર્વ સામર્થ્ય મોકલી શકે છે.

આની સાથે ન્હાની વયમાં બાળકની જીજ્ઞાસા અને પૃચ્છક બુદ્ધિ ઘણી તેજ હોય છે અને દરેક ન સમજાય તેવી બાબતના કે જે જે નવી ચીજ તે જુએ છે તેના વિષે નાના પ્રકારના પ્રશ્ન પૂછી પૂછીને પોતાના જ્ઞાનના ભંડોળમાં વધારો કરવાનું વળણ તેનું સ્વાભાવિક હોય છે. આ વખતે માતાએ કે પિતાએ

તેના મનનું સંતોષ ભરેલી રીતે સમાધાન કરવું જોઇએ, પણ જેમ અભણ, અજ્ઞાન ને અણઘડ લોકો આ પ્રશ્નોને નકામી માથાકુટ ને ગડબડ સમજી કંટાળો ખાઈ તેને ધમકાવી નાંખે છે, તેમ કદી પણ કરવું નહિ જોઇએ; કારણ કે એથી તેની જિજ્ઞાસા મરી જાય છે. અને પૃચ્છક બુદ્ધિ બુઠ્ઠી થઈ જાય છે; માટે તેમ ન થવા દેતાં તેને નિરંતર ઉત્તેજન મળે તેમ વર્ત્તવું.

હવે બાળકનું મન દુનિયાની કેળવણી લેવાને ત્રીજે જ વર્ષે તૈયાર થાય છે એ મેં ઉપર જણાવ્યું. આસપાસના પદાર્થ અને ક્રિયાઓ જોઇ તે નાના પ્રકારના પ્રશ્નો પૂછવા મંડી જાય છે, એ દરેક માબાપના અનુભવમાં આવ્યું જ હશે; માટે સુજ્ઞ માબાપોએ અને જેઓ પોતાનાં બાળકો ઉત્તમ કેળવાયલાં થવા ચહાતાં હોય તેઓએ એ કાળ પણ—એટલે ત્રીજાથી તે પાંચમું વર્ષ પૂરૂં થતાં સૂધીનો વખત પણ—અનાદર કરી વ્યર્થ ન ગુમાવતાં તેની પૃચ્છક બુદ્ધિને ઉત્તેજન આપી તેના મનને ખીલવવું જોઇએ. આપણા અનુભવમાં તો પૂરતી રીતે આવેલું છે અને તે તમારા

ધ્યાનમાં જ હશે કે મ્હોટા ભાઈની પેઠે આપણો ન્હાનો પણ હાલ સાડાત્રણ વર્ષનો માત્ર થયો છે તેટલામાં આપણા ઘરમાંની સર્વે વસ્તુઓનાં નામ, અને તે જે જે કામમાં આપણે વાપરીએ છીએ તે ઘણું કરીને સર્વે જાણે છે. એટલું જ નહિ પણ એક બે વખત લખી બતાવેલા અક્ષર ગમે ત્યાં ને ગમે ત્યારે પાછા લખી દેખાડયા હોય તો તે વાંચી આપે છે. હજી એથી વધારે કાળજી રાખી હોય તો બહાર ફરવા જતી વખતે રસ્તામાં દેખાતી ઘણીક જણસો વિષે ચાલતાં ચાલતાં સમજણ આપી હોય તો તે પણ ધ્યાનમાં રાખે એમાં સંદેહ નથી. ચોપડીઓમાં કે બીજે ઠેકાણે જોયેલાં ચિત્રો માંહેલાં જનાવરો કે બીજી ચીજો ફરવા જતી વખતે જ્યારે તે ખરેખરાં જુએ છે, ત્યારે પોતાની મેળે આંગળીથી દેખાડી આપણને કહે છે કે આ ફલાણું (ગાય, ભેંસ વગેરે) છે, એ પણ તમારા ધ્યાનમાં સારી પેઠે હશે જ.

આ ઉપરથી એવું સાબીત થાય છે કે એ વખતે બાળકોની સ્મરણશક્તિ અને જિજ્ઞાસા ઘણી જ તીવ્ર

હોય છે. ફક્ત તેને તરછોડી નાખી અથવા બેદરકારીથી બુઠ્ઠી કરી નાખવી ન જોઇએ એટલી જ સંભાળ લેવાની જરૂર છે. માટે પુત્રને તેમ જ કન્યાને પણ એ વખતથી જ માએ કેળવણી આપવાની શરૂઆત કરી હોય તો તે આગળ જતાં શાળાની કેળવણી ઝટ ગૃહણ કરવાને પૂરતી રીતે તૈયાર થાય છે.

એ પ્રમાણે ઉપર જણાવેલી વયથી કરીને તે બાળક પાંચ કે છ વર્ષનું થાય ત્યાંસૂધી અર્થાત્ તેનું શાળાશિક્ષણ શરૂ થાય ત્યાંસૂધી અથવા તે માતાના સહવાસમાં રહે ત્યાંસૂધી કેળવાયલી માતાએ પોતાના બાળકને નીતિ અને જ્ઞાનની કેળવણી આપવાની ઘણી જરૂર છે; માટે માતાએ પોતાના નિત્યકૃત્યની સાથે બાળકને શી રીતે કેળવતાં રહેવું ને તેની સાથે કેમ વર્ત્તવું તથા તેને કેમ વર્ત્તાવવું તે સંબંધી કેટલીએક સૂચનાઓ હું આવતા પત્રમાં આપીશ. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,

**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**

## પત્ર ૩ જું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૯ બુધે,
તા૦ ૧૫ મી જુન ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ !

શ્રી મુંબઈ.

આપના તા. ૧૧ મી તથા તા. ૧૩ માં જુનના પત્ર વાંચી મને એટલો સંતોષ થયો છે કે, જાણે આપ મારા ઉપર જ કંઇ ખાસ ઉપકાર કરતા હો એવું મારા મનને લાગે છે. આપની સૂચનાઓ સર્વ મને ઉપયોગી લાગે છે અને આપણા જ અનુભવમાં આવેલી વાતો મને યાદ દેવડાવો છો, તેથી એ સૂચનાઓ અટકળથી કરેલી નહિ પણ જાણે ઠરેલા નિયમો જ હોય એવી મને લાગે છે. ત્રણ–સાડાત્રણ વર્ષનું બાળક આપેલી કેળવણી લેવાને યોગ્ય હોય છે, એ તો ખુલ્લું જ માલૂમ પડે છે. પણ દિલગીરીની વાત એ છે કે આપણા લોકોમાં એવી સમજ હજી આવી નથી કે છોકરાંઓનો બાળપણનો એ વખત વ્યર્થ ન

ગુમાવતાં તેમને સારી કેળવણી આપવી. તેઓની ઘણી ખરી સમજ એવી હોય છે કે એટલી વયમાં તે છોકરાંઓ શું શીખે! આવી સમજથી તેઓ પોતાનાં બાળકોને સારી કેળવણી વખતસર આપવા વિષે બેદરકાર રહે છે, પણ તેઓ એમ નથી જાણતા કે, એ વયમાં જ બાળકોનું વળણ સ્વાભાવિક રીતે એવું હોય છે કે તેઓ પોતાની આસપાસના બનાવોની કેળવણી (છાપ) પોતામાં ન જણાય તેવી રીતે જરૂર લે છે, અને જો તેમનું વળણ નરસી બાજૂએ જતું અટકાવી સારી તરફ ફેરવ્યું હોય તો સારો રસ્તો પકડે છે. નહિ તો "જેવી સંગત તેવી અસર" એ કહેવત મુજબ નરસી સોબત મળીને નરસો સહવાસ થયો તો નરસી છાપ બાળકમાં પડ્યા વગર રહેતી નથી.

ઘરનાં માણસોમાં કુટેવો ને કુલક્ષણ હોય અને તે બાળકમાં આવે એ તો દેખીતું છે જ. પણ કદાચ તેમ ન હોય તો પણ જો માબાપ બેદરકાર રહે તો પડોશના અણઘડ લોકોની અસર પણ ઘણી વખત

બાળકમાં આવે છે. માટે માબાપોએ એ વયમાં તો બાળકનું વળણ દોરવાની બાબતમાં ઘણી જ સંભાળ રાખવાની જરૂર છે. ઘરની કેળવણી એ બાળકની કેળવણીનો મૂળ પાયો છે, એમ જે આપ વારંવાર કહો છો તે આ ઉપરથી સત્ય ઠરે છે. પણ ત્યારે હવે એ વયમાં બાળકને કેમ અને કેવા પ્રકારની કેળવણી આપવી તે વિષે આપની તરફથી હું સત્વર જાણવા આતુર છું.

હાલ તમારી ગેરહાજરી હોવાથી બીજું કંઇ મારાથી બની શકતું નથી, માટે હું ચાર તરેહની કાંપીઓ દરરોજ લખું છું અને છોકરાઓની તન્દુરસ્તી જરાતરા નાદુરસ્ત ચાલે છે, માટે તેમના ઉપર શીખવાનું દબાણ કરતી નથી. વિશેષ નવીન કંઇ નથી. આપની તન્દુરસ્તી વિષે મને હમેશાં ઘણી ચિંતા રહે છે, માટે તે વિષે હરેક પત્રમાં લખી જણાવતા રહેશો. તુરત એજ.

લિ૦ નિરંતર આપના ચરણની દાસી
કેસરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

## પત્ર ૪ થું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૧૧, શુક્રવાર,
તા૦ ૧૭ મી જુન સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

'તમારૂં ચાલતા માસની તા. ૧૫ મીનું પત્ર ગઈ કાલે પહોંચ્યું. વાંચી વિગત જાણી. મારી તબિયત જો કે હાલ જરા ઠીક છે, તોપણ શેગામ જેવી અત્રે મારી તંદુરસ્તી ઠીક રહેતી નથી, માટે અહિંનું કામ પૂરૂં થયાથી મારો વિચાર જલદીથી તમારી તરફ આવવાનો છે. છોકરાંઓને સિતોપલાદિ ચૂર્ણ મધ માખણમાં હમેશ આપતાં રહેશો, તો ગરમીના દિવસમાં એમની તંદુરસ્તી બગડવાનો સંભવ થોડો રહેશે. અપથ્ય વસ્તુ તેઓ ખાવા ન પામે તેને માટે ઘણી જ સંભાળ રાખવી.

મારા આગલા પત્રમાં જણાવ્યા મુજબ અને તમારી પણ આતુરતા જોઈ ત્રીજે વર્ષે બાળકની

કેળવણીની શરૂઆત કેવી રીતે કરવી તે આ પત્રમાં લખી જણાવું છું.

પ્રથમ તો "મારાં બાળકને ઉત્તમ કેળવણી આપવી છે," આ શબ્દો દરેક માતાના મનમાં એવી રીતે રમતા રહેવા જોઇએ કે, જાણે તેના પ્રત્યેક શ્વાસોચ્છ્વાસની સાથે તેમનું સ્ફુરણ થતું હોયની! પોતાનાં બાળકની દરેક હીલચાલ ઉપર માએ મુખ્યત્વે કરીને અને બાપે ગૌણપણે નિરંતર નજર રાખવી જોઇએ અને તે વખતે ઉપલા શબ્દોનો વારંવાર ઉપયોગ કરવો જોઇએ.

જે જે વર્ત્તણુક ઘરનાં માણસો ચલાવતાં હશે, તેની છાપ બાળકમાં પડ્યા વગર રહેશે નહિ. માટે માબાપે પોતાની વર્ત્તણુક ઘરના કામકાજમાં તેમજ ઘરના માણસોની સાથે એવી રાખવી જોઇએ કે, તે બાળકની ઉત્તમ કેળવણીને આડે આવે નહિ; પણ ઉલટી તે એટલી સુઘડ, સભ્ય અને નીતિવાળી હોવી જોઇએ કે, જે જોઇને બાળક પણ જો તેમ વર્ત્તતાં શીખે તો ન્હાનપણથી જ તેનામાં ઉત્તમતાનું બીજ

રોપાય. બાળકને કંઈ સૂચના, શિખામણ કે ઘરમાંનું કંઈ તેના જેવું કામ બતાવવું હોય તો ઘણા જ નરમ અને મીઠાં વચનોથી, તેમજ ભાઈ, બાપુ, બ્હેન વગેરે પ્યાર ભરેલાં સંબોધનથી તે કહેવું. મા ઘરમાં કામ કરતી હોય તેમાં બાળકને-તેમાં વિશેષે કરીને કન્યાને-એ જ વયથી (ત્રણ વર્ષથી જ) સામેલ રાખીને ટેવ પાડવી. "ભાઈ, પેલી લોટી લાવ તો; બ્હેન, આ વાડકો અહિં લાવજે; આ હાંડલામાંથી સાકર લઇ એમાં જરા મૂક તો; પેલું ન્હાનું પડીકું લાવજે તો;" વગેરે ન્હાનાં ન્હાનાં અને સ્હેલાં કામ પ્યાર ભરેલાં વચનોથી બતાવવાં. ન્હાનપણમાં છોકરાંઓને નવું નવું કરવાનું ને જોવાનું બહુ મન થાય છે, માટે આપણું બતાવેલું કામ ઘણી જ હોંશથી કરવા તૈયાર થાય છે.

તમે જાણો જ છો કે જે વખતે એવું કંઈ કામ તમે મ્હોટા ભાઇને કરવાનું કહો છો અને આપણો ન્હાનો પાસે હોય ને તે સાંભળે છે, તો તુરત મ્હોટા ભાઇને અટકાવીને તે પોતે કરવા જાય છે. અને વખતે

કંઇ ચીજ એનાથી ઉપાડી લેવાય તેવી નથી હોતી, અથવા જરા ઉંચે મૂકેલી હોય છે અને તેટલા માટે તમે મ્હોટા ભાઇને જ લાવવા કહો છો તો ન્હાનો તે વખતે વાંધો લે છે. આ એનો વાંધો પતાવવા કોઈવાર મ્હારે ન્હાનાને મદદ કરી ન્હાનાએ જ તે કામ કર્યું હોય એવો ડોળ બતાવવો પડે છે. આ ઉપરથી કામ કરવામાં ન્હાનાં છોકરાં કેવાં તત્પર હોય છે તે દેખાઈ આવે છે. પણ આપણા લોકો તે વાતની ફાળજી ન રાખતાં બાળકોની સ્વાભાવિક જિજ્ઞાસાને મારી નાંખે છે, એ ઘણું જ ખોટું થાય છે. બાળકની પાસેથી એવું એવું સહેલું કામ કરાવવું તે એટલા સારૂ નહિ કે તે કામ થાય; પણ તેની સાથે તેમાં અનેક ફાયદા રહેલા છે. એક તો કામ કરતાં શીખશે, તેની સાથે જે જે વસ્તુઓ તેના હાથમાં આવશે, તેનું અને તેના ઉપયોગનું તેને જ્ઞાન થશે; બીજું તે બહાર નઠારાં છોકરાંઓ સાથે રમતું ને રઝળતું અટકશે; અને હમેશ માના સહવાસમાં રહેવાથી તેના સર્વે ગુણ તેમાં આવશે.

. આ વખતે એટલી સંભાળ લેવી જોઇએ કે બાળકથી કદાચ કંઇ બગડયું કે ભાગ્યું ફૂટયું, તો તેને ઉંચે સાદે કડવાં વચનથી ન ધમકાવતાં સહેજ દિલગીર ચ્હેરો કરતાંકને તરત હસી તેની સાથે વ્હાલ કરી, મીઠાં વચનથી શિખામણના સ્વરૂપમાં કહેવું કે, "આમ ન કરીએ; એમ કરીએ તો તેમાંથી આમ (નુકશાન) થાય" વગેરે; અને તે એવી રીતે સમજાવીને કહેવું કે, તે વાત તેના મનમાં ઠસે. પહેલાં જરાક દિલગીર ચ્હેરો કરવાથી તે સમજશે કે, આ થયું તે ખોટું કામ થયું; અને પછી તરત વ્હાલ દેખાડવાથી માતાનો ક્ષમાવંત સ્વભાવ જોઈ તે રડવાની તથા હઠીલું થવાની ટેવ ન પકડતાં હમેશ તેની શિખામણ પર ધ્યાન દેતાં શીખશે. હરેક પ્રસંગે વાતચિત કરતાં માતાએ મીઠાં વચનોથી સમજાવતાં જવું, કે "આ વસ્તુ સારી ને આ નઠારી; આમ કરીએ તે સારૂં ને આમ કરીએ તે નરસું; આમ બોલીએ તે સારૂં ને આમ બોલીએ તે નઠારૂં" વગેરે.

પ્રસંગોપાત ઘરમાં એવી વસ્તુ હોય કે જેના દાણા કે નંગ–એક, બે, ત્રણ, ચાર, એમ ગણી શકાય, તો તેવી વસ્તુ તેના હાથમાં આવતાં તે ગણી બતાવવી; અથવા “ એક લાવ, બે લાવ; હજી એક લાવ, હવે ત્રણ થયા ” એમ કરતાં કરતાં કેટલીક મુદતમાં તેને દશ સુધી ગણતાં શિખવી શકાશે. ઘરમાં એકથી વધારે બાળક હોય તો એક બીજાને હોંશ વધે અને ઉત્તેજન મળે, એવી રીતે તેમને વર્તાવવાં; એટલું જ નહિ પણ એક બીજા સાથે સંપથી રહે ને માયાળુપણે બોલે ચાલે તેવી ટેવ પાડવી. ન્હાનાંએ મોટાંની અદબનીતિ રાખતાં અત્યારથી જ શિખવી હોય તો સારૂં. ઘરકામથી નવરાં પડીએ ત્યારે તથા હરેક ફુરસદની વખતે ઘરનાં છોકરાંઓને એકઠાં કરીને તથા પડોશનાં પણ સારાં છોકરાંઓ હોય તેને બોલાવીને એકઠાં કરી પોતે પણ તેઓની સાથે સામેલ થઇ કંઈક નિર્દોષ રમત રમાડવી. “ ગેંડરે ગેંડ ”, “ ડાહીને ઘોડા ” વગેરે થોડી કસરત મળે એવી રમતો રમાડવી.

આવી રમતોમાં ક્રમ અને વ્યવસ્થા રાખવી અને રખાવવી અને તેની પણ સમજણ આપતાં જવું.

વખતે કેટલાંક રમકડાં તથા ગંજીફાનાં પાનાં લઇને બેસવું અને સૌ છોકરાંને બોલાવીને રમાડવાં. રમકડાં જુદા જુદા રંગનાં ને જુદા જુદા આકારનાં ઘણું કરીને લાકડાનાં (જેવાં સિંધી અને મુલતાની ફેરીઆઓ મુંબઈમાં વેચવા લાવે છે તેવાં તથા પુનાનાં અને કોઈવાર દિલ્હી તરફનાં આવે છે તેવાં) પસંદ કરવાં. ધારવાળાં કે અણીવાળાં લોખંડના જેવાં વિલાયતી આવે છે, તેવાં રમકડાં ઘરમાં કદી દાખલ કરવાં નહિ. એ રમકડાં બાળકના શરીરને નુકશાન કરે; એટલું જ નહિ, પણ તકલાદી હોઇને તે ટકાઉ પણ થોડાં જ હોય છે; માટે તે કદાચ સસ્તાં હોય તોપણ મોંઘાં પડે છે. રમતાં રમતાં તે ઉપરના રાતા, પીળા, લીલા વગેરે રંગોના ભેદ તથા ગોળ, ચોરસ, ચપટા, લાંબા, પહોળા વગેરે આકારના ભેદ સમજાવીને બાળકને બરાબર યાદ રહે અને તે પાછું આપણને

કહી દે અથવા માગ્યા પ્રમાણે ઉપાડી આપે એવી રીતે શિખવતાં જવું. પાનાંની રમતથી ગણતાં ઠીક આવડશે; અને બે, ત્રણ, ચાર, એવા દેખઈતા છૂટા દાણા, પણ એક પાન પર હોવાથી દરેક રકમનું (બેપણા ત્રણપણા વગેરેનું) સ્વરૂપ મનમાં ખાસી રીતે ઉતરશે.

જેમ ધારવાળાં કે અણીવાળાં રમકડાં બાળકના હાથમાં આવવા ન દેવાં, તેમ તેવાં હથિયારો જે ઘરકામના ઉપયોગનાં હોય છે–જેવાં કે, છરી, ચાકુ, કાતર, સોયો, વગેરેથી પણ બાળકને હંમેશાં દૂર રાખવું. એવી જણસો મૂકવાની જગ્યા ઉંચી રાખવી; અથવા એવા બંદોબસ્તમાં તે રાખવી કે તે છોકરાંને હાથે ન ચઢે. કદાચ આપણે તેવાં હથિયારથી કામ કરતાં કરતાં ભૂલમાં નીચે જ મેલી દીધાં હોય ને તેમાંનું એકાદ બાળકને હાથ ચડ્યું તો તેને સમજાવી પટાવીને તેના હાથમાંથી તે લઇ લેવું. પણ આવે વખતે ખૂબ ધ્યાનમાં રાખવું કે બાળકને હઠે ચઢવા ન દેવું.

ઘણી વખતે એવું બને છે કે બાળકને નકલ કરવાની ટેવ સ્વાભાવિક હોય છે તેને લીધે આપણે

જો શાક મોળવા કે શીવવા કે એવું બીજું કંઇ કામ કરવા બેઠાં હોઇએ, તો બાળક પણ આપણું જોઈ આપણી સાથે તેમ કરવા માગે છે. અને આપણા હાથ માંહેલી છરી કે સોય અથવા તેના જેવી બીજી ચીજ માગે છે; ને કહે છે કે, “હું પણ એમ કરીશ!” આવે પ્રસંગે તે હઠે ચ્હડવા ન પામે માટે અને તેની જિજ્ઞાસા પણ ન મરે, માટે તેના જેવું બીજું બુઠું જ હથિયાર અથવા લાકડાનું કે હાથીદાંતનું, સ્વરૂપે ખરાના જેવું જ દેખાય તેવું ખાસ આવા પ્રસંગને માટે કરી રાખેલું હોય, તે બાળકના હાથમાં આપીને આપણી સાથે જ તે કામ કરવા કહેવું. પછી આપણે કરેલું કામ તેને દેખાડીને કહેવું કે “જો તેં કેટલું બધું શાક મોળી નાખ્યું” અથવા “આ તો તેં ઠીક શીવ્યું છે, વાહ!” વગેરે શાબાશીનાં વચન કહી હાથમાંથી હથિયાર તુરત લઇને ઉંચે મૂકવું. બાળકનાં વખાણ કર્યાથી તે એટલું તો ખુશખુશ થઈ જશે કે, આપણે તેના હાથમાંથી હથિયાર લઇ લેશું તે તેના ધ્યાનમાં

રહેશે નહિ અને ઉલટું ખુશી ખુશી થઈ જશે. એવી અનેક યુક્તિઓ શોધી કાઢી, બાળકે નહિ કરવા લાયક કામને પ્રસંગે માબાપે તેની સમજુતી કરવી; પણ તેને હઠ કરવાની ટેવ પડે તેમ થવા દેવું નહિ.

તેમ જ જુઠું બોલવાની, ગાળો દેવાની કે સામા થવાની ટેવ ન પડે તેની પણ ઘણી જ સંભાળ રાખવી, અને કદાચ અનાયાસે બીજા કોઇ બાળકને તેમ કરતાં સાંભળે કે જુએ તો તે બહુ ખોટું કરે છે એવું દિલગીર મ્હોડે દર્શાવીને, જેમ આપણે મોટાં માણસો એવી વાતને પાપ અથવા અધર્મ કે અનીતિ સમજીએ છીએ, ને જેવી છીટ ગણીએ છીએ તેટલી જ છીટ તેને પણ લાગે, એવી રીતે બનતાં સૂધી તેના મનમાં યુક્તિથી ઠસાવવાની તજવીજ કરવી.

ઘરમાં તેમજ બહાર ફરતાં છોકરાંને ગંદાં થવાની કે મેલાં રહેવાની ટેવ પડવા દેવી નહિ. કદાચ છોકરું ગંદું કે મેલું થયું કે તુરત બેદરકાર ન રહેતાં તેમનું શરીર ધોઈ કે લૂછી નાખવું ને કપડાં બદલાવી નાખવાં.

હાથ, પગ ને મ્હોડું હમેશાં ચોખ્ખાં રાખતાં શિખવવું. અને કદાચ કંઇ કારણથી મેલાં થયાં કે બગડયાં તો બાળકને એવી ટેવ પાડવી કે તુરત તે પોતે ધોઈ કે લૂછી નાંખે અથવા પોતાથી ન બને તો આપણને કહે કે, "મારૂં મ્હોડું અથવા હાથ બગડયું છે તે સાફ કરો." વગેરે.

સવારે કે સાંજે અને બને તો બેઉ વખત દિવસ ઉગવાથી અને આથમવાથી આસરે દોઢ કે બે ઘડી પહેલાં છોકરાંને ગામથી બહાર કે જ્યાં ગીચ વસ્તી ન હોય એવી ખુલ્લી જગ્યામાં–જ્યાં હમેશાં ચોખ્ખી હવા રહેતી હોય એવે ઠેકાણે–અને જો દરિયો કે નદી પાસે હોય તો તેના કિનારા આગળ બાળકને દરરોજ ફરવા લઇ જવાં. આવી વખતે ચાલતી ઋતુને અનુકૂળ એવાં અને તંગ નહિ પણ જરા ઢીલાં હોય તેવાં કપડાં બાળકને પહેરાવવાં. ઘરેણાંનો કોડ થોડો જ રાખવો અર્થાત્ મુદ્દલ નહિ રાખવામાં જ માલ છે. પોતાના બાળકને બનતાં સુધી પોતે જાતે જ સાથે

ફરવા તેડી જવું ઉત્તમ છે. ચાકરને કે બીજા કોઇને ભરોંસે મૂકવાથી રખેને તે કુલક્ષણ કે કુટેવ શીખે એવી ધાસ્તી રહેશે. કારણ કે આપણા દેશના ચાકરો નીતિની કેળવણી આપી શકે એવા હજી થયા નથી. જ્યાં ખુદ માબાપોમાં તથા મહેતાજીઓમાં પણ હજી ઘણે ઠેકાણે એવી વાતની ખામી માલમ પડે છે, તો પછી ઉતરતા વર્ગના ચાકરોમાં એવી આશા ક્યાંથી રખાય !

સ્વચ્છ હવાની જગ્યાએ પહોંચ્યા પછી બાળકને જરાવાર ખુલ્લી જગ્યામાં છૂટું રમવા દેવું, કે જેથી તેને કંઇક કસરત મળે; પણ તે વખતે આપણી નજર તેના પર નિરંતર રહે એટલે દૂર તેને રાખવું. ફરવા ગયા હોઇએ ત્યારે બાળકની નજર જે જે વસ્તુઓ પર પડશે, તે દરેક વિષે તે સ્વાભાવિક રીતે નાના પ્રકારના પ્રશ્નો કરશે; તે વખતે ધીરજથી અને યુક્તિથી તેના મનમાં ઉતરે એવી રીતે સમજાવવામાં કદી પણ પછાત પડવું નહિ, તેમ કંઇ પણ કસુર કરવી નહિ. ઘણું કરીને તેની અક્કલ નહિ પહોંચે એવી બાબતના

પ્રશ્ન તે કરશે જ નહિ. પણ કદાચ કોઇ તીવ્ર બુદ્ધિનું બાળક હશે ને તેણે એકાદ એવો પણ પ્રશ્ન કર્યો તો તે વિષે થોડી ઘણી ઉપર ઉપરની સમજણ આપ્યા પછી તેને કહેવું કે "તું મોટું થઈશ ત્યારે તે તને સમજાશે;" તેમ કરતાં તે ન માને ને જો હઠ લે તો એવી રીતે મોટી ઉમ્મરનાને માટે તે વાત મુલતવી રાખવી કે તેના જાણવામાં ન આવે, અને એમ કરવાને વચમાં એકાએક બીજી વસ્તુ કે વાત ઉપર તેનું ધ્યાન ખેંચવું.

એવી રીતે ત્રણ વર્ષથી કરીને પાંચ વર્ષનું બાળક થાય ત્યાં સુધી તેને કેળવવું. એટલે એવી કેળવણીની પડેલી છાપ એનામાંથી કદી પણ ખસશે નહિ! આ પત્રમાં જણાવેલી બધી તરેહની કેળવણી ગ્રહણ કરવાને તે સાડાત્રણ વર્ષનું થતાં લાયક થાય છે અને તે તુરત ગ્રહણ કરે છે, એ આપણા સાડાત્રણ વર્ષની વયના ન્હાના ભાઈ ઉપરથી આપણને અનુભવ સિદ્ધ છે, એવું માલમ પડી ચૂક્યું છે; પણ એ કેળવણીનું ચરવણ બીજાં

દોઢથી બે વર્ષ ચાલુ રહેથી તેનામાં તે દૃઢ થાય છે. આ પત્રનું લંબાણ ઘણું જ થઈ જવાથી હાલ હું એટલેથી જ અટકી પત્ર પૂરો કરૂં છું; અને અંતમાં એવું નિશ્ચયપૂર્વક જણાવું છું કે, બાળક જો સારી બુદ્ધિનું હોય છે તો તે સાડાત્રણ વર્ષનું થતાં જ તે અક્ષરજ્ઞાન લેવાને એટલે અક્ષર ઓળખવાને જરૂર યોગ્ય છે એ પણ આપણા ન્હાના ભાઈને આવડવા માંડ્યું તે પરથી આપણને અનુભવસિદ્ધ જણાયું છે.

પણ તે જ્ઞાન સુગમ રીતે માતાએ બાળકને કેમ આપવું તે હવે પછીના પત્રમાં લખીશ. હાલ આના પ્રત્યુત્તરમાં તમારી પાસેથી એટલું જ ઇચ્છું છું કે, આ પત્ર વિષે તમારો અભિપ્રાય એટલે એમાં શું યોગ્યાયોગ્ય છે તે તથા એમાં જે કંઈ રહી ગયું હોય એવું તમને લાગે તે મને સૂચવશો. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,
પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

---

## પત્ર ૫ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૧૩, રવિવાર,
તા. ૧૯ મી જુન સને ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ!

શ્રી મુંબઈ.

ચાલતા માસની તા. ૧૭ મીનો આપનો કાગળ મને ગઈ કાલે પહોંચ્યો. શરૂઆતમાં આપણા છોકરાઓની મહાવજત રાખવા સંબંધી જે ખાસ સૂચના આપે મને કરી છે તે પ્રમાણે હું હાલ કરૂં જ છું અને હવે પછી પણ નિરંતર ધ્યાનમાં રાખી તે પ્રમાણે ચાલીશ.

આપણા ચાલુ વિષયની બાબતમાં જણાવતાં માબાપે તેમાં મુખ્યત્વે કરીને માએ પોતાનાં બાળકને કેવી રીતે કેળવણી આપવી, તે સંબંધી એ પત્રમાં જે કંઇ સૂચનાઓ આપે આપેલી છે તે વાંચીને જાણે આપણા પુત્રો પ્રત્યે આપણે તેમાં વિશેષે કરીને મારે કેમ વર્તવું, અને તેમને કેમ વર્તાવવા એ સંબંધી આજ સુધીમાં સમયપરત્વે આપે કરેલી સૂચનાઓનો એક અનુભવરૂપ એકંદર જથ્થો જ હોયની એમ મારા મનને લાગ્યું.

પત્રના અંતમાં એ સંબંધી મારો અભિપ્રાય આપે માગ્યો છે, તે આપવાને આપની આગળ હું કંઈપણ યોગ્ય નથી; તોપણ એટલું તો મારાથી આ ઠેકાણે કહ્યા વગર રહેવાતું નથી કે, એ સૂચનાઓ સમજુ માબાપોને અને જેઓ પોતાનાં બાળકોને માટે એવું ઇચ્છતા હશે કે તેઓ ઉગતાં જ ઉત્તમ કેળવણી પામી આગળ જતાં સારાં નિવડે, તેમને માટે એટલી તો અમૂલ્ય છે કે, જો એને લોકોના ઉપયોગને અર્થે પુસ્તકના આકારમાં પ્રસિદ્ધ કરી હોય તો તે મારા વિચાર પ્રમાણે એક જાતનો અનુભવપુંજ જ થઈ પડે. પ્રથમ ભાગના સર્વે પત્રોની બાબત તથા હવે જે કંઇ આપ લખો એ તેની સાથે જોડી દેવાથી, એક સારી માતા થવાની ઇચ્છા રાખનારને ઘણો જ ઉપયોગી સંગ્રહ થઇ પડશે. તોપણ તેની પૂરતી અજમાયશ લેવા માટે જ હું આપને એ ભલામણ કરૂં છું. કારણ કે, શાકુંતલમાં મહા કવિ કાલિદાસે પણ નીચેનાં વચનોમાં જે કહ્યું છે, તે શ્લોક મને યાદ છે કેઃ–

आपरितोषाद्विदुषां नसाधुमन्ये प्रयोगविज्ञानं ॥
बलवदपिशिक्षितानामात्मन्यप्रत्ययंचेतः ॥

અર્થ—જ્યાંસુધી નિજવિદ્યાથી સંતોષાયા નથી સુવિદ્વાનો
ત્યાંસૂધી તે વિદ્યા પૂરણ એવું કદી ન મન આણો.

માટે એ બાબતમાં મારી તરફના માત્ર ઉપલા શબ્દોથી જ સંતોષ માનશો એવી હું આશા રાખું છું.

આપની બીજી માગણી માન્ય કરી આપના છેલ્લા પત્રમાં આપેલી સૂચનાઓ ઉપરાંત બીજી કેટલીએક મને સૂઝે છે, તેનું આપને સ્મરણ કરાવવાની રજા લઉં છું—

૧. ન્હાનાં બાળકોને પાણીથી રમવાનું બહુ ગમે છે, તે વખતે શું કરવું?

૨. તેમને મીઠું મીઠું, કે ગળ્યું ગળ્યું ખાવાનું બહુ ગમે છે, તેને માટે શું કરવું?

૩. ન્હાનાં છોકરાંઓને ઘરમાં અકસ્માતથી બચાવવાને અગમચેતી દાખલ કેવા ઉપાય લેવા?

૪. ઘરમાં જણસો વ્યવસ્થિત રાખવા રખાવવાની ટેવ કેમ પાડવી તથા તેથી શા ફાયદા થાય છે?

૫. બાળકને અક્ષરોચ્ચાર કરતાં સ્વાભાવિક રીતે કયા ક્રમથી આવડે છે? અને તેની સાથે બાળકને વાણીની કેળવણી કેમ ને કેવી આપવી?

૬. બાળકને ન્હાનપણુમાં ન્હાની ન્હાની કહાણીઓ સાંભળવી તથા કહેવી ગમે છે, તેનો લાભ કેમ લેવો?

૭. ન્હાનાં બાળકને રાગ કાઢીને કંઈ સંભળાવ્યું હોય તો તુરત યાદ રહે છે, માટે તેનો લાભ લઈને માએ શું કરવું?

ઉપલી સાત બાબતો હાલ જે મને યાદ આવી તે મેં આપને સૂચવી છે અને તેનું વિવેચન આપ વધારે સારી રીતે કરશો એવું જાણી હું આપને જ નિવેદન કરૂં છું. તુરત એજ. વિશેષ સર્વ કુશલ છે. છોકરાઓ પણ સારી પેઠે છે.

લિ૦ નિરંતર આપના ચરણની દાસી,
કેશરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.



## પત્ર ૬ ઠું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના જેઠ વદિ ૩. ભોમે.
તા૦ ૨૧ મી જુન સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી રામ.**

તમારૂં તા૦ ૧૪ મીનું લખેલું પત્ર મને ગઇ કાલે પહોંચ્યું. તમારૂં લખવું મને ઘણે દરજ્જે યોગ્ય લાગે છે. મારા લખાણ વિષે તમારો અભિપ્રાય માગવાનું લખતી વખતે પ્રસિદ્ધ કરવાની વાત મારા મનમાં નહિ હતી; તેથી હું જાણે તમને ખાનગી પત્ર લખતો હોઉં એવી રીતે સમજીને જ મેં તે માગ્યો. પણ ખેર, તે વિષે અધિક જિકર કરવાનો આ પ્રસંગ નથી.

બાળકને ન્હાનપણમાં કેળવણી આપવા સંબંધીની જે બીજી સાત બાબતો તમે મને સવેળાએ સૂચવી તેથી હું તમારો અધિક ઉપકાર માનું છું, અને નીચે પ્રમાણે તે વિષે કંઇક સમજણ આપવાનો પ્રયત્ન કરૂં છું.

ન્હાનાં બાળકોની જિજ્ઞાસા બનતાં સુધી મરે

નહિ એમ કરીને તેમને સીધે રસ્તે દોરી જવાં, એ વાત હરઘડી યાદ રાખવાની છે. માટે તેમનું વળણ કઈ તરફ જાય છે, તે તપાસી યુક્તિથી તે અવળું હોય તો પણ ફેરવીને તેનો સીધો લાભ લઈ લેવાનો પ્રયત્ન હમેશાં કરતાં રહેવું. આવી વખતે અલબત માબાપને જરા વિશેષ તસ્દી લેવી પડે છે; તોપણ તેનાથી જે લાભ થાય છે, તેની ગણત્રી કરી હોય તો માલૂમ પડશે કે લીધેલી તસ્દીનો શતગુણ બદલો વળી જાય છે. પણ જો એ તસ્દી માબાપ ન લેતાં બેદરકાર રહે છે તો પસ્તાવા સાથે તેનાં કડવાં ફળ માબાપને જરૂર ચાખવાં પડે છે. દાખલા તરીકેઃ—

૧. ન્હાનાં છોકરાંને પાણીથી રમવાનું બહુ ગમે છે અને જ્યારે ત્યારે પાણીથી ભરેલાં વાસણો પાસે જઇને તેમાં હાથ બોળે છે અને તેની પાસે બેસીને રમે છે. તેની સાથે તેમનાં લુગડાં ભીંજાય છે અને જો આપણું ધ્યાન નથી હોતું અથવા આપણે બેદરકાર રહીએ છીએ તો તેમાંથી તેની એવી ટેવ જ પડી જાય છે;

અને પછી શરદીમાં વધારે વાર રહ્યાથી કોઇ વાર તેમને શરદીના રોગ લાગુ પડે છે અને સાંજના તાવ ભરાઇ આવે છે. આવે વખતે જો સારે નશીબે તુરત ઇલાજ કરવામાં આવે છે તો કેટલોક ખરચ કરતાં અને કેટલીક મહેનત લેતાં તેને સારૂં થાય છે. પણ વખતે તે મંદવાડ વધારે દિવસ પણ ચાલે છે અને કોઇ વાર જીવ પણ જોખમમાં આવી પડે છે. આમ થતું અટકાવવાને પ્રથમથી જ થોડી તસ્દી લઇને દરકાર રાખી તેની નવું નવું જાણવાની ને કરવાની જિજ્ઞાસાને ન મારતાં તથા તેવી ખોટી ટેવ પણ ન પડવા દેતાં તેનું વળણ સારી તરફ ફેરવાય અને તેનો સારો ઉપયોગ થાય એવા ઉપાય લીધા હોય તો સારૂં.

જે વખતે બાળક પાણીથી રમવા જાય કે તુરત તેને જોતાં વારને ધમકાવવાનું મોકુફ રાખી, માએ તેને મીઠાં વચને સમજાવવું કે, “એમ પાણીમાં હાથ ન નાખીયે. પાણીથી કપડાં ભીંજાય, તેમાંથી શરદી લાગે, ને પછી માંદાં થઇયે; માટે એમ ન

રમીએ; લાવ હું તને રમતાં શીખવાડું." એમ કહીને બાળકને માટે ખાસ લઈ રાખેલાં લોહચુંબકથી પાણીમાં તરાવવાનાં વહાણ, માછલી, બતક વગેરે વિલાયતી રમકડાં આવે છે, તે લઇને પોતાને હાથે થાળીમાં પાણી નાખી તેમાં તરાવી દેખાડવાં અને એવી રમત રમાડતાં સમજાવવું કે, આ લોહચુંબક છે તેમાં લોઢાને પોતાની તરફ ખેંચવાનો ગુણ છે, તેથી તે એ તરફ તરે છે. આ તેને એ વયમાં સમજાશે નહિ; તોપણ આપણે જે સમજાવીએ છીએ તે તેવા જ બોલોમાં એવી રીતે ગોખાવવું કે, જેમ આપણે કહીએ છીએ તેમ તે પણ બોલી બતાવે,– એટલે જો કોઇ પૂછે કે આ શાથી તરે છે તો તેને તે આપણા જ શબ્દોમાં કહી દેખાડતાં આવડે કે "આ લોહચુંબક છે, તેમાં લોઢાને પોતાની તરફ ખેંચવાનો ગુણ છે તેથી તે (વહાણ કે માછલી) એ તરફ તરે છે." આટલું આવડે તોપણ બસ છે. આની સાથે રમતમાં આવતી જણસોનાં નામ, આકાર

અને તેના જેવી ખરેખરી વસ્તુની ઓળખ, ઉપયોગ વગેરેનું જ્ઞાન આપવું.

વળી કાચની કે રબ્બરની ઝીણી નળી લઇને તે પાણીમાં ઉભી બોળવી, ને પછી તેને ઉપરથી આંગળી આડી દઇને બહાર કહાડવી. એટલે તે નળીમાં ભરાયલું પાણી નીચે પડશે નહિ; પણ જેવી ઉપરની આંગળી ખસેડી કે તુરત તે માંહેલું પાણી નીચે પડશે. એ જ પ્રમાણે વચમાંથી વાળેલી કે સાંધેલી બેવડી નળી પણ એક તરફ જરા લાંબી ને બીજી તરફ ટુંકી એવી લઇને તે માંહેલી હવા કહાડી નાખી એટલે તેમાં બન્ને તરફ આખી પાણીથી ભરીને, ભરેલા પાણીના વાસણમાં ટૂંકી બાજૂ ઉંધી વાળવી ને લાંબી બાજૂ બહાર બીજા એક ખાલી વાસણમાં ધરવી, એટલે પેલાં ભરેલાં વાસણ માંહેલું સર્વે પાણી તે નળી વાટે બીજા ખાલી વાસણમાં વહી જશે. બને તો કોઈ વાર વાસુદેવ ને કૃષ્ણની મૂર્ત્તિવાળો પ્યાલો પિતળનો એજ નિયમ પર બનાવેલો

આવે છે, તેમાં પણ પાણી ભરતાં જ્યારે પાણી કૃષ્ણના પગને અડકે છે કે તુરત સર્વે પાણી નીચે રાખેલા વીંધમાંથી વહી જાય છે તે બતાવવો અને તેનો પ્રયોગ કરી દેખાડી રમાડવું. કાચની કે રબ્બરની નળીઓ લેવાની શક્તિ ન હોય અથવા ગામડામાં જ્યાં એવી નળીઓ નહિ મળી શકે ત્યાં એરંડીનાં પાનની કે પોપૈયાનાં પાનની ડાંડીની નળીઓ અથવા કેટલાક વેલાની પોકળ ડાળીઓ થાય છે તે લઇને તેની નળીઓ ઉપયોગમાં લેવી. કુદરતી એવી ઘણી ચીજો વગર પૈસે મળી આવશે કે જેનો ઉપયોગ આપણે કૃત્રિમ વસ્તુઓને ઠેકાણે કરી શકીએ; અને તે પ્રમાણે ગામડાના લોકો ઘણીવાર કરે છે પણ ખરાં. કિવલપેન્ (અંગ્રેજી લખવાની પીછાંની કલમ) નો આગલો પોકળ ભાગ બરાબર કાચની નળીનો અર્થ સારશે. આવા આવા પાણીના તથા હવાના સ્વાભાવિક ગુણથી થતા અખતરા જે સહેલ ને સહજ બને તેવા હોય તે કરી દેખાડવા.

વળી પ્રસંગોપાત તે વખતે સૂરજનો તડકો ઘરમાં આવતો હોય તો પેલી પાણીની ભરેલી થાળી તે તડકામાં એવી રીતે લઈને મૂકવી કે તેથી ભીંત ઉપર તે માંહેલા પાણીનું પ્રતિબિંબ પડે. આ વખતે બાળકનું ધ્યાન પેલા પ્રતિબિંબ તરફ ખેંચીને કહેવું કે "આ જો મઝા થાય છે;" એમ કહીને પાણીને જરા હલાવવું, એટલે તે પ્રતિબિંબ પણ હાલશે. એમ કરીને કહેવું કે "આ પાણીની થાળી તડકામાં પડી છે, તેનો પડછાયો ભીંત પર પડે છે." કંઈ નહિ તોપણ એટલી વાત તેના ધ્યાનમાં ઉતારવી કે, પેલી થાળીમાં ભરેલા પાણીને, તડકાને અને પેલી ભીંત પર પડતા પ્રતિબિંબને કંઇ પણ સંબંધ છે તેથી એમ બને છે. જો એમાંથી એક પણ ન હોય તો તેમ થાય નહિ. એટલું થયું કે તુરત ઉઠીને ઘરમાં આરસી ટાંગેલી હોય તે લાવીને તડકામાં મૂકવી અને તેનું પ્રતિબિંબ ભીંત પર પાડીને તે પણ બતાવવું. આ વખતે આરસી હલાવ હલાવ કરી બાળકની નજર તે તરફ

લગાડી પેલી આરસી તેના હાથમાં આપવી, એટલે તે બાળક પેલી આરસીથી રમવા મંડી જશે. એટલામાં પેલી પાણીથી ભરેલી થાળી તથા રમકડાં વગેરે આટોપીને ઠેકાણે મૂકી દેવાં.

આમ કર્યાથી બાળકની જિજ્ઞાસા પાર પડયા ઉપરાંત તેને જ્ઞાન મળશે; એટલું જ નહિ પરંતુ આ યુક્તિથી તેને પાણીથી રમવાનું વિસરાવી દીધાથી તેને હઠ કરવાની ટેવ પડશે નહિ. એ પ્રમાણે બે ચાર વખત રમાડયાથી તેની પાણીથી રમવાની ઇચ્છા શાંત થશે; કારણ કે હરેક બાબત જ્યાં સુધી નવી હોય છે ત્યાં સુધી બાળકને તે સ્વાભાવિક રીતે ગમે છે, અને જૂની થઇ કે તેને વીસારી મૂકી કંઈ બીજું જ નવું શોધવા મંડે છે. આ કારણથી તે ફરીથી કદી પાણીને જઇને વળગશે નહિ; અથવા કદાચ તેને પાછી પાણીથી રમવાની મરજી થશે તો પેલાં રમકડાં માગશે, એટલે તે લઇને તેને રમાડવું. આમ કરવાથી તે હમેશાં કહ્યામાં રહેશે અને તેને હઠ કરવાની ટેવ

પડશે નહિ. અને જ્યારે તેને એમ જણાશે કે આપણી ઈચ્છા પ્રમાણે થાય છે, એટલે તે માબાપને પૂછ્યા વગર કંઈ કરવાની મરજી કરશે નહિ. બીજો લાભ એ થશે કે ન્હાનપણમાં જ્ઞાન સહિત રમાડેલી રમતની છાપ બાળકના મનમાં પડેલી હશે તે મોટપણે તેને યાદ આવેથી તેની સાથે મળેલું જ્ઞાન તેના પદાર્થવિજ્ઞાન વગેરેના અભ્યાસમાં મદદ કરશે.

હમેશાં ન્હાનાં બાળકોનું વળણ તપાસી આડે રસ્તે તેને જતું અટકાવી સીધે રસ્તે લઈ જવાનો લાભ લઈ લેવો એ વાત નિરંતર લક્ષમાં રાખવી જોઇએ. તેને માટે બીજો એક દાખલો આપતાં તમારા બીજા પ્રશ્નનો ઉત્તર આપું છું, કે જેમાં આપણા અનુભવમાં આવેલી ઘણી અગત્યની સૂચનાઓ સમાયલી છે.

૨. ન્હાનાં છોકરાંઓને ગળ્યું ગળ્યું ખાવાનું મન બહુ થાય છે અને જો તેને માટે સંભાળ નહિ લીધી હોય તો તેમને અજીર્ણ, કૃમિ, ખુજલી વગેરે અનેક દરદો પેદા થાય છે અને તેનું શરીર બગડીને ઘણું કરીને

'હાથ પગ દોરડી ને પેટ ગાગરડી' એવા દેખાવનું થાય છે. હમેશાં મંદાગ્નિ રહે છે. મિઠાશ ખાવાની ટેવને લીધે બીજું કંઇ ન ખાતાં મિષ્ટાન્ન હમેશાં માગે છે, અને જેટલી વખત અને જેની પાસે તે જાય છે તેની પાસેથી માગીને કે વખતે પોતાની મેળે લઇને પણ ખાય છે; અને પછી તેને ઉપર જણાવેલાં દરદો લાગુ પડે છે; અને તેની સાથે તેનાં લક્ષણો પણ બગડે છે. આ બધું અટકાવવાને માટે મૂળથી જ આ મુખ્ય ઉપાય લીધો હોય તો ઘણો જ ફાયદાકારક થઇ પડશે.

તમને ખબર છે કે, આજ દિન સુધી આપણા ન્હાના તથા મોટા બન્ને છોકરાઓને છેક ન્હાનપણથી જ એટલે ચાર છ મહિનાના હતા ત્યારથી જ એક ભાગ ગાયનું તાજું ઘી કે માખણ તથા બે ભાગ શુદ્ધ મધ એક ચહાની ન્હાની ચમચીમાં સાથે મેળવી તેમાં વાવડિંગના દાણા બે ચાર જેટલી ઝીણી વઘ-ગાળ કરેલી ભૂકી ભેળીને ચટાડતાં આવ્યાં છીએ. એની માત્રા જેમ જેમ બાળક મોટું થાય તેમ તેમ

વધારતાં જવું, અને તેની સાથે વાવડિંગના દાણા પણ વધારવા. અને તે ત્રણથી ચાર વર્ષનું બાળક થાય ત્યાં સુધી છથી આઠ દાણા જેટલા આપ્યા હોય તો પણ હરકત જેવું નથી, પણ વધારે વજન આપવાથી અથવા દરરોજ લાગલાગટ આપવાથી ગરમ લાગતા હોય ને ઝાડામાં આમ પડે તો વજન ઓછું કરવું કે વચમાં આપવા બંધ કરવા અથવા મધ અને ઘી કે માખણ વિશેષ નાંખવું. આથી જે ફાયદા થાય છે તે તમારા ધ્યાનમાં હશે જ. આપણાં દેશી ઓસડીઆં-ઓમાં કૃમિઘ્ન ઔષધી વાવડિંગ જેવું એકે નથી, અને તેથી કરીને બાળકના પેટમાં જંતુ થવા પામશે જ નહિ. વળી કૃમિવાળા બાળકને મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા ઘણી થાય છે, પણ બાળકના પેટમાં કૃમિ નહિ સમાવાથી તે ઇચ્છા થતી અટકશે. બાળકને નિયમસર બે વાર મધ ને ઘી ઉપર જણાવેલા પ્રમાણ-માં ખવાડવાથી પણ બીજી ગળી વસ્તુ ઉપર ઇચ્છા થોડી થશે ને કદાચ થઈ તો વચમાં પણ રોટલી

સાથે અથવા એકલું મધ આપ્યું હોય તો હરકત જેવું નથી. પણ મધ હમેશાં ખરૂં ને ચોખ્ખું વાપરવું જોઇએ. ત્રીજો ફાયદો એ થશે કે બાળકને ઉપલી મધ, ઘી ને વાવડિંગની મેળવણી માત્રારૂપ થઇ પડશે અને તેના શરીરને પુષ્ટિ આપશે; એથી નિયમસર ભૂખ લાગશે, અને અજીર્ણ થવા પામશે નહિ. આ મુખ્ય ફાયદા એ માત્રાથી થાય છે, એ આપણને અનુભવસિદ્ધ માલૂમ પડ્યું છે.

આ સિવાય એક બીજી યુક્તિ બાળકને મિષ્ટાન્ન ખાવાની ઇચ્છા થાય તે વખતે કામે લગાડવાની છે, જેથી બીજા પણ કેટલાક ફાયદા થશે. ખાંડ કે સાકરના એલચીદાણા કંદોઇ લોકો કરે છે, તેમાં કોઇવાર એક એક દાણો ભુંજેલા ચણાનો નાખે છે. આ ચણાના દાણાને બદલે વાવડિંગના દાણા નંખાવવા, અથવા પોતાને બનાવતાં આવડતા હોય તો તે ઘરમાં હાથે કરી રાખવા. તેની સાથે થોડાક વાવડિંગના દાણા વગરના પણ કરી રાખવા. હવે જે વખતે બાળકને

ગંદયું ખાવાની ઈચ્છા થાય તે વખતે એ એલચી-દાણા આપવા. વાવડિંગના દાણામાં કડવો કે તીખો સ્વાદ હોતો નથી, માટે તે ખાવાની આનાકાની બાળક મુદ્દલ કરશે નહિ. એ રીતથી એક તો એની ઈચ્છા મુજબ ગળી વસ્તુ ખાવાની મળશે અને બીજું વાવ-ડિંગ ઔષધરૂપ થઇ લાગશે, કે જેના સેવનની બાળકને ન્હાનપણમાં હમેશ જરૂર છે.

વળી જે વખતે બાળક કોઇ પ્રકારની હઠ કે વાંધો લઇ બેસે તે વખતે તેને પટાવવા સારૂ આ એલચીદાણાનો ઉપયોગ કરવો. બાળક પાસેથી કંઇ કામ લેવું હોય અથવા તેને શિખવવું હોય તો આ એલચીદાણાની લાલચ દેખાડી તેની પાસેથી આપણું ધારેલું કરાવી, એ એલચીદાણા ઈનામ દાખલ આપવા. પણ ચાર વર્ષના બાળકને એક દિવસમાં છ–સાત દાણાથી વધારે આપવા નહિ, અને જો વધારે આપ-વાની જરૂર જણાય તો પછી વાવડિંગ વગરના એલચી-દાણા આપવા.

આવી આવી યુક્તિઓથી બાળકની તન્દુરસ્તી સુધરશે, ને તેની ઇચ્છા પૂર્ણ થતાં તેને ખોટી ટેવ પડશે નહીં અને હમેશાં આપણા પર પ્યાર રાખી આપણા કહ્યામાં રહેશે અને આપણું સુશિક્ષણ ગ્રહણ કરશે.

આ પત્ર ઘણો જ લાંબો થઇ જવાથી મજકુર એજ બાબતોનું વિવેચન આમાં સમાવી પત્ર પુરો કરૂં છું, અને તમારા ત્રીજા પ્રશ્નનો ઉત્તર આવતા પત્રમાં શરૂ કરીશ. તુરત એજ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

---

## પત્ર ૭ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ શુદિ ૨, ગુરૂવાર,
તા. ૨૩ મી જુન સને ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતી !

શ્રી શેગામ.

મારા છેલ્લા પત્રની અગાઉના એટલે તા. ૧૭ મી જુનના પત્રમાં મેં કબૂલ કર્યું હતું કે, હવે પછીના

પત્રમાં હું બાળકને અક્ષરજ્ઞાન શી રીતે આપવું તે વિષે લખીશ; પણ વચમાં તમારી ૭ સૂચનાઓ મને અત્યંત અગત્યની માલૂમ પડી અને તેનો ખુલાસો ઉપલા વિષયની પહેલાં થવાની જરૂર જણાવાથી મારા છેલ્લા પત્રમાં તેની શરૂઆત કરીને તમારા બે પ્રશ્નના ઉત્તર વિગતવાર આપ્યા છે. હવે આ પત્રમાં ત્રીજા પ્રશ્નનો ઉત્તર આપવાની શરૂઆત કરૂં છું:—

૩. ન્હાનાં છોકરાંઓને અટકચાળા કરવાની ઘણી ટેવ હોય છે; તેમજ આખડીને કે લથડિયું ખાઇને પડી જવાનો સંભવ હરઘડી રહે છે. આવે વખતે તેમને વધારે નુકસાન થતું અટકે તેને માટે હમેશાં અગમચેતીથી સાવચેતી રાખવી જોઇએ. ઘરમાંની વ્યવસ્થા એવી રીતે રાખવી તથા ઘરની સર્વે વસ્તુઓ એવી રીતે ગોઠવવી કે, બાળકને અકસ્માત થવાનો પ્રસંગ બને નહિ. ઘરનાં બારી બારણાં એવાં જોઈએ કે બાળક તેમાંથી ડોકાવી શકે નહિ; તેમ તેના કઠેરા પણ ઉંચા તથા ઉપર પગ દઇને બાળક ચ્હડી શકે નહિ એવા કરવા.

દીવો દેવતા એવી રીતે રાખવાં કે ત્યાં બાળક જઈ શકે નહિ. બનતાં સુધી દીવો ઉંચે ટાંગેલો હોય તો વધારે સારૂં. આજકાલ જ્યાં ત્યાં કેરોસીન તેલના દીવા ઘણા પસરી ગયા છે. તેમાં ઘણાખરા સાધારણ વર્ગના અને સર્વે ગરીબ લોકો વગર ચિમનીના લોઢાના ડબ્બા જે એક એક પૈસે મળે છે તેવા બાળે છે. જો કે આ ચીજ સસ્તી પડે છે, તોપણ ઘણી જ નુકસાનકર્ત્તા છે. એનું તેજ આંખને ઝાંખી કરે છે; એનો ધૂમાડો છાતીમાં ખાંસી જેવાં દરદો અને વખતે ક્ષય સુદ્ધાં ઉત્પન્ન કરે છે. વળી તેને અનિયમિત રીતે જ્યાં ત્યાં મૂકયો હોય ને તે પડયો કે ભાંગ્યો અથવા તેનું ઢાંકણું ઉઘડી ગયું તો સહજ તેલ ઢોળાય છે અને વખતે તેમાં સળગતી વાટ પડવાથી મ્હોટું બળતું થાય છે. તેમાં જો બાળકને હાથે એમ થયું હોય (જે થવાનો ઘણીવાર સંભવ રહે છે) ને કોઈ તે વખતે પાસે મદદ કરવા નથી હોતું તો બાળકનો જીવ સહેજે જોખમમાં આવી પડે છે. માટે બનતાં

સુધી ઘરમાં પીતળની દીવી કે લોખંડના કોડીઆમાં કોપરેલ, મીઠું તેલ કે દીવેલ બાળવું ઘણું સારૂં છે, અને તેથી કોઈ પણ તરેહના અકસ્માતની ધાસ્તી ઓછી જ રહે છે. જેમને કેરોસીન તેલ મ્હોટી કાચની ચિમનીઓ તથા લેમ્પોમાં વાપરવા વગર ચાલતું નથી, તેમણે તે ઉંચે અને વગર ધાસ્તીની જગ્યાએ રાખવાં કે રખાવવાં.

બચ્ચાંને ચૂલા આગળ વારંવાર જવાની ટેવ પડવા દેવી નહિ. વળી કાંડી એટલે દીવાસળીની પેટીઓ ઘરમાં રખડતી મૂકવી નહિ; કારણ કે બાળક રમવાની જણસ સમજીને તેને લઇને તુરત ઘસશે અથવા દબાવશે, તો તેથી રખેને બાળકના અંગ પરનાં કપડાં સળગી ઉઠે એવી ધાસ્તી રહે છે.

ઘરમાં બેસવા ઉઠવાની જગ્યાએ કે હાલવા ચાલવાના માર્ગમાં નકામી જણસો રખડતી પડી રહેવા દેવી નહિ; કેમકે બાળક ચાલતાં તેપરથી આખડે ને તેને લાગે. ઘણી વખતે એવું બને છે કે ઘરનાં બેદરકાર

માણુસો કે ચાકરો કામ કરવાને વાસ્તે હથિયારો કે વાસણો વચમાં લઇ બેસે છે; જેવાં કે ચટણી વગેરે વાટવાની પથ્થરની નીસા અથવા ખાંડવાની લોઢાની ખાંડણી કે હસ્તો અથવા કોઇતું કે પછી ધારવાળી થાળી કે તાસકને વખતે મોટો ખુમચો વગેરે જણુસો કામ કરવા વચમાં લઈ બેસે છે ને પછી તે ત્યાં જ રખડતાં મૂકી દે છે અથવા જરાવાર છોડીને બીજું કામ કરવા જાય છે, એટલે બાળક રમતું રમતું ત્યાંથી આવે છે તો આખડીને તેના પર પછડાય છે ને માથામાં કે શરીરે તે લાગીને લોહી નિકળે છે, અને વખતે થાળી કે ખુમચાની ધાર શરીરમાં પેસી જાય છે. આવા અકસ્માત નહિ થાય તેને માટે અત્યંત સંભાળ રાખવી જોઇએ.

તમને યાદ હશે કે એક વખતે આપણો ન્હાનો ભાઇ ચાલ્યો ચાલ્યો ઓટલા પર ગયો અને ત્યાં ઔષધની ગોળીઓ જેમાં સુકવવા મૂકી હતી તે ચીનાઇ રકાબી પર જઇ પડયો. પેલી રકાબી ભાગીને તેના કટકા થયા પણ સારે નશીબે ભાઇને કંઈ લાગ્યું

નહિ, નહિ તો તેની ધાર શરીરે લાગ્યા વગર રહેત નહિ. આવા અકસ્માત થતા અટકે તેને માટે બનતાં સુધી એવી જણુસો રાખવાની અમુક અલાહેદી જગ્યા નીમી રાખવી જોઇએ, કે જ્યાં બાળક જવા ન પામે; અથવા તો તે જ્યાં મૂકીને કામ કરવું હોય ત્યાં પોતે કે માણસે તેવી જણુસો ત્યાંની ત્યાં જ મ્હેલી મૂકીને દૂર જવું નહિ. પોતે તેની પાસે નિરંતર રહેવું ને જો પોતે ત્યાંથી ખસ્યા કે તુરત બીજા માણસને ત્યાં નજર રાખવાને ફરમાવવું; અથવા કામ થઈ રહ્યું હોય તો ઝટ ત્યાંથી તે જણુસ ઉપાડી ઠેકાણે મેલવી કે મેલાવવી.

૪. હમેશાં પોતે એવી આદત રાખવી અને ઘરના માણુસોની પણ એવી આદત પાડવી કે, ઘરની જણુસો સર્વે વ્યવસ્થિત રખાય. આવું જોઇને બાળકની પણ તેમ કરવાની ટેવ પડશે. તમને તો ખબર છે કે, આપણા ન્હાના ભાઇને જ્યારે હું મારે માટે પીવાનું પાણી લોટીમાં ભરી લાવવા કહું છું, ત્યારે તે લોટી જ્યાં પડી હોય ત્યાંથી લઇને ગોળી આગળ જાય છે

અને ગોળીના ઢાંકણાપર ઉંધી વાળેલી બીજી લોટી લઈ ઢાંકણું ઉઘાડી પેલી ઢાંકણા પર ઉંધી વાળેલી લોટી ગોળીમાંથી પ્રથમ ભરી લઈ પાછું ઢાંકણું ગોળીપર બંધ કરીને પેલી ભરેલી લોટીમાંનું પાણી પેલી બીજી લોટીમાં રેડી, તે લોટી પાછી જેમની તેમ ગોળીના ઢાંકણા પર ઉંધી વાળીને પછી પેલી લોટીમાં રેડેલું પાણી મારી પાસે લાવે છે. મેં પાણી પી લીધું કે તુરત તે મારી પાસેથી ખાલી થયેલી લોટી પાછી લઇને જ્યાંથી તેણે પ્રથમ ઉપાડી હતી ત્યાં જ જઇને મેલે છે; ત્યાર પછી બીજી રમતે વળગે છે.

આવી રીતે કરવું છોકરાંઓને સ્વાભાવિક હોય છે, પણ તે આપણને તેમ કરતાં જુએ છે તો જ કરે છે, નહિ તો તેને જોયા વગર શી રીતે આવડે? કદાચ આપણે તેમ ન કરતાં હોઇએ ને બાળકને મ્હોડેથી શિખવાડીએ કે "આમ કરીએ" તોય પણ તેને તેમ કરતાં આવડશે નહિ. એટલા જ માટે જરૂર કરીને ઉપલી સૂચનાઓ જેવી કે ઘરમાંની સર્વે વસ્તુઓ

વ્યવસ્થિત રાખવી રખાવવી વગેરે ખાસ કરીને માતાને માટે અત્રે બતાવેલ છે કે તેને જોઇને બાળક પણ તેમ જ કરતાં શીખે.

ઉપર જે મેં આપણા ન્હાના ભાઈ પાસેથી પાણી મંગાવવાનો દાખલો આપ્યો, તે માંહેલી વ્યવસ્થા જ્યારે તમે પ્રથમ જોઇ ત્યારે આશ્ચર્ય સહિત મારી સામું જોઈ તમે મને પૂછવા લાગ્યાં કે આમ એને કોણે શિખવ્યું હશે? ત્યારે મેં તમને એજ ઉત્તર આપ્યો કે "**અનુકરણે**"—તે પણ તમને યાદ હશે. "શિખામણ કરતાં અનુકરણ અધિક છે" એ વિષે પ્રથમ ભાગમાં ઘણું કહેવાયું છે. તોપણ તેનો ફરી એક પ્રયોગ કરી જોવાને બહાને તમે આપણા ન્હાના ભાઇને તુરત જ એક બીજી ફરમાસ કરી, કે જે પણ તેણે એવી જ વ્યવસ્થા સાથે બજાવી. ચૂલા આગળ ઢાંકેલી પૂરીઓમાંથી એક લઈ આવવાને તમે કહ્યું, કે તુરત તેણે જઇને તેપર ઢાંકેલું વાસણ ઉઘાડીને નીચે મેલ્યું, અને એક હાથે તેમાંથી પૂરી ઉપાડી

લઈ બીજે હાથે તે ઢાંકણું પાછું ઉંધું વાળીને પૂરી લઈ આવ્યો. એજ પ્રમાણે બાળકને પણ હરેક વસ્તુ અને તેનાં રમકડાં સુદ્ધાં વ્યવસ્થિત એટલે જ્યાંથી લીધાં હોય ત્યાં રમીને પાછાં મેલવાનું શિખવવું; તેમ ન મેલે તો બીજી વખતે રમકડાં માગે ત્યારે સૂચના કરવી કે "પાછાં રમીને અહિં મેલે તો આપું." વગેરે.

ઘણીવાર ખોરાકની કે મશાલાની જણસો આપણે બજારમાંથી વેચાતી લાવીએ છીએ કે મંગાવીએ છીએ તે કાગળનાં પડીકાંમાં આવે છે અને તેપર સુતળીનો કે બીજા કશાનો બંધ બાંધેલો હોય છે; વખતે લૂગડાંની કોથળીઓમાં એવો સામાન આવે છે. આ વસ્તુઓ તેમાંથી કાઢી લઇને વાપરવા માટે નીમેલે ઠેકાણે મૂકયા પછી અથવા વાપર્યા પછી તે પડીકાં કે થેલીઓ ખાલી થાય છે અને બેદરકાર માતાઓ કે ચાકરો તેને ઘરમાં રખડતાં નાખી દે છે. આમ કરવાથી ઘરમાં તે કચરાની માફક પડી રહેલાં હોય તેથી તે ખરાબ દેખાવ દે છે અને પેલાં કાગળ વગેરે છેવટે કચરો કહાડતી વખતે વાળી નંખાય છે અને કંઈ ઉપયોગમાં

આવતાં નથી. એમ કરવા કરતાં સુઘડ અને કરકસર જોનારી માતાએ બાળકને શીખવાડી મૂકવું જોઇએ કે તે જેવાં ખાલી થયાં કે તુરત તે ઉપાડી લઇ અમુક જગ્યાએ મૂકવાં. પ્રથમ પોતે તેમ કરી દેખાડવું એટલે બાળક પણ તેમ જ કરતું રહેશે.

આ કાગળો અને દોરીઓ જાળવી રાખ્યાં હોય તો જે વખતે એવી વસ્તુનું કામ પડે છે, તે વખતે પૈસો ખરચી બજારમાંથી મંગાવવાં પડે છે તે મંગાવવાં ન પડે. બાળક ઘણી વખતે રમવાની ગાડી કે ઘોડો ચલાવવા સારૂ તેને બાંધવાને દોરો માગે છે, ત્યારે તેને તે આપવા વાસ્તે, જો ઉપલી રીતે જાળવી રાખેલો હોય છે તો આપણી પાસે તૈયાર જ રહે છે. પણ જો એવી રીતે જાળવી રાખ્યો નહિ હોય, તો કાં તો મંગાવવો પડે છે કે નહિ તો બાળકને નિરાશ કરવું પડે છે, અને વખતે તે હઠ કરે તો તેને ધમકાવી રડાવવું પડે છે.

તેમજ લૂગડાંની કોથળીઓનું પણ સમજવું. ચૂલામાં પેટાવવાની કાકડી કરવા માટે કે કંઈ જણસ

બાંધી રાખવા માટે અથવા ન્હાની બાળકીઓને ઢીંગલાં ઢીંગલીઓ બનાવી આપવા માટે એવાં રદી લૂગડાંની ઘણીવાર જરૂર પડે છે; તે વખતે સારાં કપડાં ફાડવાં પડે છે, તે પણ ઉપલી રીતે જો તે જાળવી રાખ્યાં હોય તો તેમ કરવું ન પડે. આવી આવી રીતે ઘરની વસ્તુઓ વ્યવસ્થિત અને જ્યાંરે જોઇએ ત્યારે મળી આવે તેવી રીતે જાળવી રાખવા જેવી અનેક બાબતો ધ્યાનમાં રાખી માતાએ પોતે તે પ્રમાણે વર્ત્તવું અને તે જેવી છોકરાઓના સંબંધમાં આવતી જાય તેવી તેમને પણ શિખવતાં જવું.

એ પ્રમાણે આ પત્રમાં તમારા ત્રીજા અને ચોથા પ્રશ્નના ઉત્તર મેં વિસ્તારીને લખ્યા. હવે આવતા પત્રમાં બાળકને અક્ષરોચ્ચાર સ્વાભાવિક રીતે કયા ક્રમથી આવડે છે તે તથા તેમને ન્હાનપણથી વાણીની કેળવણી શી રીતે આપવી તે બાબતની શરૂઆત કરીશ.

લિ૦ તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

## પત્ર ૮ મું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના અષાઢ શુદિ ૬, સોમે,
તા. ૨૭ મી જુન સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી રોગામ.**

ચાલતા માસની તા. ૨૩ મીના મારા પત્રના સાંધણમાં તમારી સૂચવેલી પાંચમી બાબતની શરૂઆત કરતાં જણાવું છું કે માણસની બીજી સર્વ પ્રકારની કેળવણી તેની વાણીના ઉપર આધાર રાખે છે અને જો બાળકની વાણી પર ન્હાનપણથી જ સંસ્કાર પડીને તે સુધરી હોય તો હરેક પ્રકારની કેળવણીનો પાયો સુદૃઢ થયો સમજવો.

માણસ જાતનો પરસ્પરનો સર્વે વ્યવહાર પોતાની ઇચ્છાઓ એક બીજા પ્રત્યે પ્રદર્શિત કરવાથી ચાલે છે; અને તે ઇચ્છાઓ પ્રગટ કરવાનું મુખ્ય સાધન વાણી છે. આ વાણી એ માણસને ઈશ્વરના તરફથી મળેલી એક ઉત્તમ બક્ષિસ છે અને એથી જ માણસ-

પણું બીજા સર્વે સ્થૂલ પદાર્થોમાં ઉત્તમ ગણાય છે. આમ છે માટે માણસને ઉત્તમ વાણીની કેળવણી બાળપણથી જ મળવી એ ઘણું અવશ્યનું છે.

જગતની અંદર માણુસ જાતના મૂળ સમૂહની વાણી એક જ હોય એવું ભાસે છે; તોપણ જેમ જેમ લોકો મૂળ સમૂહથી વિખુટાં પડતાં ગયાં તેમ તેમ તેમાં ફેરફાર થતો ગયો, અને તેથી જ આજના જમાનામાં જૂદા જૂદા દેશની જૂદી જૂદી પ્રજાઓમાં જૂદી જૂદી ભાષાઓ જોવામાં આવે છે. કારણ કે, આ ભાષાઓનું અસલ મૂળ એક જ હોય એવું તેમના સામાન્ય નિયમો અને શબ્દોત્પત્તિ શોધવાથી વિદ્વાનોને માલૂમ પડે છે.

તોપણ ઉપરચોટીઆ જ્ઞાન અને નજરથી જોતાં તે દરેક ભાષા દરેક પ્રજાની ખાસ પોતાની જ ઉત્પત્તિની હોય એવું દેખાય છે. માટે બાળક પણ જે જે પ્રજામાં જન્મ પામે છે અને જે ભાષા બોલનારાં માબાપોના સહવાસમાં રહે છે ત ભાષા શીખવા માંડે છે. આવી પ્રત્યેક ભાષા બે રૂપે માલમ પડે છે. સુધરેલ અને

વગર સુધરેલ. કેળવણી પામેલા લોકો સુધરેલી ભાષા બોલે છે અને અણઘડ લોકો તે જ ભાષા અશુદ્ધ રીતે બોલે છે. હવે જો બાળકનાં માબાપ કેળવણી પામેલાં હોય છે તો બાળકને બે પ્રકારનો ફાયદો થાય છે. એક તો તે ન્હાનપણથી જ સુધરેલી ભાષા બોલતાં શીખે છે; અને બીજો તે ભાષા શિખવાના એવા ઉપાય તે કેળવાયલાં માબાપ લે છે કે તે બાળકને ઝટ આવડે. આથી બાળકના વખત અને મહેનતમાં ઘણો જ બચાવ થાય છે.

૫. હવે કેળવાયલાં માબાપે પોતાનાં પ્યારાં બચ્ચાંને વાણીની કેળવણી શી રીતે આપવી તેનો વિચાર કરીએ. બાળક જ્યારે જન્મે છે ત્યારે તેની વાણીપર કોઇ પણ ભાષાનો સંસ્કાર પડેલો નથી હોતો. વળી વાણીની ઇંદ્રિયો ઇશ્વિરે આપેલી છતાં સ્થાન પ્રયત્નાદિનો ઉપયોગ કરવાની તેને ખબર નથી હોતી માટે દરેક વર્ણોચ્ચાર કરતાં તેને આવડતો નથી. તોપણ સ્વરોના ઉચ્ચાર, તેમાં પણ પ્રથમ દીર્ઘ સ્વરોના

ઉચ્ચાર જ્યારે તે રડે છે ત્યારે તેના મ્હોમાંથી સ્વાભાવિક રીતે નિકળે છે. જેમ જેમ તે મોટું થતું જશે તેમ તેમ બારે સ્વરના ઉચ્ચાર તેના મ્હોડામાંથી નિકળતા જશે, અને પ્રથમ કંઠસ્થાની, પછી ઓષ્ઠસ્થાની, પછી તાલુસ્થાની, પછી મૂર્ધન્ય અને છેલ્લાં દંતસ્થાની, એ અનુક્રમમાં ઉચ્ચાર ઉત્તરોત્તર વયપરત્વે નિકળશે.

બાળક આપણી નકલ કરતાં ઝટ શીખે છે, તેથી જેમ જેમ એની ઇંદ્રિયો જાગૃત થતી જશે અને પોતપોતાનું કામ કરવા માંડશે, તેમ તેમ તે આપણી નકલ કરવાને વધારે ને વધારે શક્તિમાન થઇ વર્ણોચ્ચાર કરવા માંડશે. બાળકની ઇંદ્રિયો પણ જન્મતાંવાર બધી સાથે જ કામ કરવા માંડતી નથી; પણ જે ક્રમમાં તે એક પછી એક જાગૃત થતી જાય છે તે ક્રમ હું આ ભાગના બીજા પત્રમાં બતાવી ગયો છું, માટે આ ઠેકાણે ફરીથી જણાવવાની જરૂર જોતો નથી. આ ક્રમ પ્રમાણે જોતાં જે વાતો આપણે કરીએ છીએ ને બોલીએ છીએ, તે બાળક ધ્યાન દઇને સાંભળે છે અને

ત્યારપછી ધીમે ધીમે તેની નકલ કરવાનો પ્રયત્ન કરે છે.

આ વખતે માતાએ બાળકની સઘળી હીલચાલ ખૂબ ધ્યાનમાં રાખવી જોઇએ અને તેની શક્તિ જેમ જેમ ખીલતી જાય તેમ તેમ તેના પ્રયત્નમાં મદદ કરતાં રહેવું જોઇએ. જેમ આપણે પોપટને પાસે લઇને પઢાંવીએ છીએ, તેમ બાળકને પણ ખોળામાં લઇ તેની સાથે વાતો કરતાં બેસવું જોઇએ; અને તેમાં ઉપલા ક્રમ પ્રમાણે નિયમ રાખવો જોઇએ. જેમકે પ્રથમ કંઠસ્થાની અલ્પપ્રાણ ક, ગ, ઙ. જેમાં આવે એવા કાકા, કાકી, ગીગો, ગીગી એવા શબ્દો તેની પાસે વારંવાર બોલ્યા કરવા, જાણે આપણે પોતે ગોખતા હોઈએ તેમ. ત્યાર પછી કેટલેક દિવસે તેને ઓષ્ઠસ્થાની અલ્પપ્રાણ પ, બ, મ બોલતાં આવડશે, તે માટે તેની પાસે પા, બા, મા શબ્દો બોલવા. ત્યાર પછી એ જ બે સ્થાનોના મહાપ્રાણ બોલતાં આવડશે, પણ તેમાં ઓષ્ઠસ્થાની ભ પ્રથમ આવડશે, અને ખ, ઘ, ફ એ જરા મુશ્કેલીથી આવડશે. ત્યાર પછી

તાળુસ્થાની, મૂર્ધન્ય, અને દંત્ય એ સ્થાનોના અનુક્રમ પ્રમાણે અલ્પપ્રાણ અક્ષરો બોલતાં આવડશે; પણ તેમના મહાપ્રાણનો ઉચ્ચાર કરતાં ઘણી મુશ્કેલી પડશે.

તોપણ દાંત આવી ગયા પછી ઘણું કરીને વર્ણમાળાના બધા અક્ષરોના ઉચ્ચાર કરવાની શક્તિ બાળકમાં આવે છે; માટે જો શ્રમ લઇને માતા તેને અનુક્રમે શબ્દો જોડી જોડીને તેની પાસેથી બોલાવવાનો પ્રયત્ન કરશે તો એકથી દોઢ વર્ષનું બાળક થતાં સૂધીમાં તે શીખી જશે–**કાકા, ગીગા, પા, પી, બા, મા, બાપા, મામા, મામી, ખાઈ, ગાઈ, ભા, ભાભી, ભૂ, ચાચા, જા, જીજી, તાતા, તું, તે, દાદા, અદા, નાના, નાની, છી**–આ શબ્દો એક પછી એક અનુક્રમે તે ઉપર જણાવેલી વયનું થતાં સૂધીમાં આવડશે; માટે તેના શુદ્ધ ઉચ્ચાર સહિત તે તેની પાસેથી બોલાવવાનો પ્રયત્ન કરવો. અર્ધસ્વર અથવા અંતસ્થ અને ઉષ્માણ એ વર્ણોનો ઉચ્ચાર કરવો જરા તરત મુશ્કેલ પડશે, તોપણ ધીમે ધીમે વ, હ, ય,

ર; લ, સ, એ અનુક્રમે શીખશે. દંતી, તાળુ અને મૂર્ધન્ય ઉષ્માણુનો ભેદ તો જ્યારે તેને સ્થાનની ખબર પડશે ત્યારે જ સમજાશે; તોપણ અભ્યાસથી જો માતા તેને બોલતાં શીખવશે તો બેથી ત્રણ વર્ષનું બાળક થતાં સુધીમાં તેને એ ત્રણ વર્ણોના જૂદા જૂદા ઉચ્ચાર કરતાં પણ આવડશે ખરા.

ઉપર જે શબ્દો આપ્યા છે તે એકાક્ષરી અથવા એક જ અક્ષર બે વાર આવે એવા છે; અથવા ઘણું તો એક જ સ્થાનના બંને અક્ષર આવે એવા છે. પણ એક જ શબ્દમાં બે જૂદા જૂદા સ્થાનના અક્ષર આવે એવા શબ્દો એકદમ બોલતાં બાળકને વ્હેલા આવડશે નહિ અને એવા શબ્દો બોલાવવાનો પ્રયત્ન કરવા જતાં તે માંહેલું પહેલું વ્યંજન જેમ હશે તેમજ અને બીજા અક્ષરને બદલે કંઈ સ્વર જ બોલી દેશે; જેમ પૂરીને બદલે "પુઇ" વગેરે. તોપણ જેમ જેમ તેને બોલવાની ટેવ પડતી જશે, તેમ તેમ તેવા શબ્દો પણ મહેનત લીધાથી બાળક શીખી શકશે; પણ જો

તેને માથાકૂટ સમજી કંટાળી છોડી દેશે તો ઘણાં બાળકો પાંચ છ વર્ષનાં થતાં સૂધી ને કેટલાંક એથી-એ મ્હોટાં થતાં સુધી બોબડાં કે તોતડાં રહે છે, અને તેઓ તેવાં રહે તેમાં કંઇ નવાઇ નથી.

બાળક જન્મે ત્યારથી તે ખાતાં પીતાં ને હીંડતાં શીખે ત્યાં સુધી ઘણું કરીને બધો વખત માતાની ગોદમાં કહાડે છે. આ વખતનો લાભ લઈ પોપટની પેઠે પઢાવી હસ્તાં હસ્તાં તેની પાસે ઉપલી રીતની કેળવણી આપવા સારૂ લવલવ ને બકબક કરવાથી તેના મનને માતાનું વ્હાલ જણાય છે અને તેને કાને જે શબ્દો પડે છે તેનો સંસ્કાર થતાં તેને નકલ કરવાનું મન થાય છે અને ધીમે ધીમે પોતે પણ બોલવાનો પ્રયત્ન કરવા જતાં તે શીખે છે.

એ પ્રમાણે બાળક બે વર્ષનું થાય છે તેટલામાં કંઇક શુદ્ધ અને કેટલાક તોતડા શબ્દો બોલે છે; પણ પોતાને લગતી સર્વે બાબતોના વિચાર દર્શાવવાને તે શક્તિમાન થાય છે. જ્યાં શબ્દોની ખૂટ પડે છે ત્યાં

હાથની કે ચ્હેરાની નિશાની કરીને સમજાવે છે; પણ જો માતાનો શ્રમ આ કેળવણી ઉપર જારી જ હશે તો બાળક ત્રણ વર્ષનું થતાં સુધીમાં દરેક શબ્દ જે તેના સાંભળવામાં આવ્યા હશે અને જે તેના વ્યવહારમાં પડયો હશે તે તે શુદ્ધ રીતે બોલવામાં કંઈ પણ ખામી બતાવશે નહિ. અને બાળક સાડાત્રણ વર્ષનું થશે તેટલામાં તે શબ્દોના અર્થ—એટલે, જે વસ્તુઓ તે જોશે ને જે તેના વહિવટમાં આવશે, તેનાં નામ અને કંઇક ઉપયોગ વગેરેનું સામાન્ય જ્ઞાન તેને થઇ શકશે. આ વાત હું પ્રથમ પણ એક પત્રમાં કહી ગયો છું.

આ ઠેકાણે એક વાત વિશેષે કરીને સૂચવવા જોગ છે. માતાએ બાળકને ન્હાનપણથી જ વાણીમાં વિવેક વાપરતાં શિખવવું જોઇએ;–ઘરમાં દરેક જણે પરસ્પર મર્યાદા અને વિવેકથી બોલવાનો રીવાજ રાખવો તેમજ બાળકને પણ તેમ બોલતાં શિખવવું. બાળકને પોતાને પણ બહુ વચને બોલાવીને વાત કરીએ તો તે પણ આપણને અને બીજાં માણસને તેમ જ બોલાવતાં

શીખશે. મિત્ર, પરોણા વગેરે આપણે ઘેર આવતાં હોય તેમની સાથે હળીમળીને કાકા, મોટાભાઈ, માજી, કાકી, મોટીમા, કાકીમા વગેરે શબ્દોથી બોલાવતાં શીખવવું. તેઓ આવે તે વખતે "આવો," "બેસોની;" જાય ત્યારે "આવજો," "જેગોપાળ," "સાહેબજી" વગેરે વિવેકના શબ્દોથી બોલતાં હમેશ શીખવતાં રહેવું. હલકા લોકો તેમ જ કેટલાક દેશમાં ઉચ્ચ વર્ગના પણ એક જાતનો રીવાજ હોયની તેમ વાતવાતમાં ભૂંડી ગાળો દઈને ન્હાનાં છોકરાંને બોલાવે છે, તેમ જ ઘણી જ તોછડી રીતે તેમની સાથે વાત કરે છે. તેવાં લોકોનો પરિચય બાળકને થવા દેવો નહિ. કદાચ એકાદવાર સાંભળીને તેમ બોલવા લાગે તો તુરત આપણે મ્હોડું ઉતારીને તે શબ્દોનો તિરસ્કાર કરી નાખવો. અણઘડ મૂર્ખ છોકરાઓની સાથે રમીને ભૂંડું બોલતાં ન શીખે તેની પણ સંભાળ રાખવી.

બાળકને સાચું બોલવાનું સ્વાભાવિક રીતે સૂઝે છે. યથાસ્થિત જેમ જે વાત કે વસ્તુ હોય—સાંભળી હોય

કે દીઠી હોય–તેમ જ હંમેશ તે કહેવાનું કે કરવાનું, કદી પણ અન્યથા, મિથ્યા કે ફેરફાર કરીને કહેશે નહિ કે કરશે નહિ. જૂઠાણું એ બહારની લાલચોની શીખવણી છે. કુદરત કે ઈશ્વરી નિયમ તે કદી પણ શીખવશે નહિ. જેમ બીજા દુર્ગુણ કુદરતી નથી પણ બહારના પ્રસંગોથી અને મનની લાલચોથી લાગુ પડે છે, તેમ જ જૂઠાણું પણ છે. માટે જ માણુસ જાતમાં પાંચ વર્ષ ઉપરાંતના હરેક બાળકને હરેક માઠું કામ કે વાણીનું પાપ લાગે છે, એમ શાસ્ત્રમાં ફરમાવ્યું છે.

ન્હાનાં બાળકની વૃત્તિઓ જ્યાં સુધી સ્વાભાવિક હોય છે ત્યાં સુધી તેને હરેક વાત પૂછશો તો જેવી તે જાણતું હશે કે સમજતું હશે કે તેણે દીઠી હશે, તેવી એકદમ ખરેખરી કહી દેશે. હવે કોઇ વખતે માબાપ કે પોતાના વડીલના સ્વાર્થની વાત એવી હોય છે કે તે બીજાથી છાની રાખવાની હોય છે અને તે વખતે કોઈ બહારનું માણુસ પૂછે તો રખેને બાળક કહી દેશે એવી દહેશતથી માબાપ પોતાના બાળકને

સમજાવી મૂકે છે, કે "ફલાણો તને પૂછે તો ના કહેજે." અથવા "આમ નહિ ને આમ કહેજે." કોઈ વખતે બાળકને માટી કે કોલસા ખાવાની ટેવ હોય છે અને તે જ્યારે માબાપના દેખતાં બીનધાસ્તીએ પ્રથમ ખાય છે ત્યારે માબાપ તેને યુક્તિથી સમજાવવાને બદલે તેને ધમકાવે છે ને તે તેના મ્હોમાંથી કહાડી નાખે છે. આમ થયેલું જોઇ બીજી વખતે છોકરૂં સંતાઇને ખાવા માંડે છે અને કદાચ માબાપને શક જાય છે ને તેને તેઓ પૂછે છે તો તે ના પાડે છે, કે "મેં નથી ખાધું." આવી રીતે ખોટું બોલવાની ટેવ પડવાનું કારણ ઘણી વખતે માબાપ કે બીજાં નજીકનાં માણસ અથવા એવા પ્રસંગ થઈ પડે છે. માટે તેમ ન બને તેને માટે ઘણી જ સંભાળ રાખવી જોઇએ. બનતા સુધી બાળકના મ્હોં આગળ કદી ખોટું બોલવું નહિ, તેમ બીજાને પણ ખોટું બોલીને ફાવી જવા દેવું નહિ. કદાચ તેમ થયું તો તેની યોગ્ય શિક્ષા થયેલી બાળક જુએ તેમ કરવું. તેમ બનતાં

સુધી એવું પણ બનવા દેવું નહિ કે જેથી બાળકને જૂઠું બોલવાની જરૂર પડે, કે માબાપથી કંઇ છાનું ખાવાની કે કંઇ છાનું કરવાની જરૂર પડે.

આવી આવી અનેક બાબતો લક્ષમાં લઇ અનેક પ્રકારે કરીને બાળકની વાણી શુદ્ધ, સભ્ય, સત્ય અને મીઠી બને એવા ઉપાય હમેશાં માબાપે અને વડીલોએ લેવાના પ્રયત્ન કરતાં રહેવું.

આ પત્રમાં ફક્ત એજ બાબત પૂરી કરી હાલ તે બંધ કરૂં છું અને આવતા પત્રમાં તમારી છઠ્ઠી ને સાતમી બાબત સૂચવેલી તે સમજણ સહિત સમાવવાનો પ્રયત્ન કરીશ. તુરત એજ.

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.



## પત્ર ૯ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ શુદિ ૯, બુધે,
તા૦ ૨૯ મી જુન સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

જત તમારા તા. ૧૮ મીના પત્રમાં બાળકોને કેળવણી આપતી વખતે જે સાત બાબતો ધ્યાનમાં રાખવા વિષેની તમે સૂચના કરી છે, તે માંહેલી પાંચ બાબતોનું વિવેચન હું મારાં પાછલાં પત્રોમાં કરી ગયો છું. હવે આગળ ચાલતાં છઠ્ઠી ને સાતમી બાબતનો ખુલાસો કરવાની શરૂઆત આ પત્રમાં કરૂં છું.

૬. માણસ જાતનું મન કેળવણી લેવાને યોગ્ય છે એ એટલા જ ઉપરથી માલૂમ પડે છે કે જેમ જેમ બાળક મ્હોટું થતું જાય છે તેમ તેમ તે મ્હોટી બાબતો પર પોતાનું ધ્યાન ખેંચીને તે ગ્રહણ કરવાનો તથા પાછું તેનું વર્ણન કરવાનો પ્રયત્ન કરવા માંડે છે. નકલ કરવાનો તો તેનો સ્વભાવ જ છે એટલે

પછી પોતાના સંબંધમાં આવતા પદાર્થો, જનાવરો અને છોકરાંઓને પોતાની રમતરૂપી નાટકનાં પાત્રો અને સાહિત્યો બનાવી તેમને રસભરીત વર્ણનના આકારમાં મૂકેલાં સાંભળવાને અને કહેવાને તે ઉત્સુક થાય છે. જ્યારે આપણે વધારે કેળવણી પામી મ્હોટી ઉમ્મરમાં મ્હોટા વિષયોને ઇતિહાસ, ગાથા, નાટકાદિમાં ચીતરીએ છીએ ત્યારે ન્હાનાં બાળકો ન્હાના વિષયો પકડે એ સ્વાભાવિક જ છે. બાળકના આ સ્વભાવનો લાભ લઈ માતાએ તથા ન્હાનપણમાં તેની કેળવણીપર ધ્યાન રાખનારાં જનોએ તેને મીઠી રસભરીત વાણીથી થોડા થોડા નીતિબોધ અને દુનિયાદારીના નિયમો સહિતનું શિક્ષણ જેમાં આવે એવી ન્હાની ન્હાની કહાણીઓ અને વાતો કંઇ સાદી (ગદ્યના આકારમાં) ને કંઇ રાગવાળી ( પદ્યાત્મક ) હોય એવી સંભળાવવી અને પાછી તેની પાસેથી કહેવડાવવી.

કાગડા, કૂતરા, ચકલાં, બિલાડાં, શિયાળવાં વગેરે પશુ પક્ષીઓ અને તેમના પોતાના જેવડાં માણસો

( છોકરાં )ને પાત્ર બનાવી તથા ખાવાપીવા વગેરેની સામાન્ય વસ્તુઓનાં સાહિત્ય બનાવી, ખાસ કરી ન્હાનાં બાળકોને ગમત સાથે બોધ આપવાને કારણે, ઘણાક વિદ્વાનોએ તથા ઘરડા લોકોએ કહાણીઓ કરેલી છે; અને તે દરેક કોમમાં દરેક ઘરમાં વંશપરંપરા જૂના કાળથી આજ દિવસ સૂધી ચાલતી આવી છે–"છોકરાં અને દેડકાં," "છોકરો અને બોર," "ચકલો ને ચકલી," "શિયાળ ને દ્રાક્ષનો માંડવો," "દેડકો ને બળદ," "બીલાડીઓ ને વાંદરો," "મગર અને વાંદરો" વગેરે અનેક બોધદાયક વાર્ત્તાઓ, પંચોપાખ્યાન, ઈસપ્‌નીતિ વગેરેમાં લખાએલી તથા લોકોના ઘરમાં ચાલતી મળી આવે છે. આવી વાર્ત્તાઓમાંથી બાળકની વય અને રૂચીને યોગ્ય એવી ચૂંટી કહાડી માતાએ તથા તેનાં બીજાં શુભેચ્છુ જનોએ વારંવાર બાળકને સંભળાવવી અને પાછી તેની પાસેથી કહેવડાવવી. આથી તે વાર્ત્તાઓ તેના સ્મરણમાં રહી જવાથી આગળ જતાં મોટપણે તેની નીતિયુક્ત રીતભાત રચવામાં તેઓ

મદદ કરશે અને પોતાના બોધની છાપ બાળકના મનમાં બેસાડશે. આડી ચાલ ચાલતી વખતે અથવા કોઈ તેને આડે રસ્તે ચલાવતી વખતે તેને તે વાતોનો સારાંશ યાદ હોવાથી આડો આવશે, એટલે તે પોતાના મનમાં કહેશે કે "આમાં આમ કહ્યું છે અને મ્હારે આંમ કેમ કરવું?"

વળી ચતુર અને ભણેલી માતા હોય છે તો નવી નવી વાતો જોડીને કે બનેલી વાતોમાં ફેરફાર કરી તેને વધારે રસિક બનાવી બાળકની આગળ કહે છે; અને કોઈ કોઈ વાર તેમાં નીતિપ્રદ ફકરા, કહેવતો કે વાક્યો આણીને તેને મ્હોડે ચઢે એ યુક્તિએ સંભળાવે છે. આ કહેવતો વગેરે તેને રાગ કહાડી બોલાવે છે કે જેથી તેને તે વધારે રમૂજી લાગે છે ને તુરત મ્હોડે ચઢે છે; ને વખતે બાળક તેને હાલતાં ચાલતાં બોલ્યા કરે છે. આવી કહાણીઓ કહેતી વખતે શાણી માતાએ આ એક વાત ખૂબ ધ્યાનમાં રાખવી જોઈએ, કે તેમાં ભૂત, પ્રેત કે પિશાચાદિની વાતો કે જેથી

બાળક બ્હીકણુ અને વ્હેમી થાય એવી આવવા દેવી નહિ જોઇએ. તેમજ 'હાઉ આવે છે,' કે 'અંધારૂં ખાઇ જશે,' એવી મિથ્યા ભ્રમણા પણ તેના મનમાં બેસાડવી નહિ જોઇએ. કદાચ કોઈવાર કંઇ અજુગતું નહિ કરવાને માટે બાળકને ધમકી આપવી પડે તો "તને શિક્ષા કરીશ," "મારીશ," કિંવા "બાંધીશ," અથવા "ફલાણી વસ્તુ તને નહિ આપું" વગેરે ખરેખરૂં જે બની શકે તેવું કહીને બ્હીવડાવવું. પણ વ્હેમની વાતો કદી પણ છોકરાં આગળ કરવી નહિ; કારણ કે એકવાર તેનો સંસ્કાર છોકરાંના મનમાં બેઠો તો મોટપણે પાછો તે ખસેડવો બહુ કઠણ પડશે.

૭. ગાયન અથવા સંગીતનો નાદ મનુષ્યને તો શું પણ પ્રત્યેક પ્રાણીને તે અત્યંત પ્રિય છે. ત્યારે ન્હાનાં બાળકોને સ્વાભાવિક રીતે તે ગમે એમાં કંઈ પણ નવાઇ નથી. દરેક બાબત રાગ કહાડીને બોલતાં ન્હાનાં છોકરાંઓને બહુ ગમે છે. તે આપણને અથવા કોઇને પણ ગાતાં સાંભળે છે, તો તુરત તેની નકલ કરવાની

તજવીજ કરે છે. પછી તે તેને જેવું હોય તેવું જ કદાચ નથી આવડતું, તોપણ અમથું લલકારીને કંઇ ને કંઈ બોલવા મંડી જાય છે. આપણા ન્હાના ભાઇને તેમ કરતાં તમે ઘણીવાર જોયો હશે. એટલે એ વિષે વધારે ખાત્રી ભરેલી સહાદત આપવાની જરૂર હું જોતો નથી. જે વાત ગમતી હોય તે મનમાં ઘોળાયા પણ બહુ કરે છે અને પછી સહજ મ્હોડા વાટે બહાર પડે છે. આમ છે માટે જ ન્હાનાં છોકરાંને રાગ કહાડીને બોલતાં શીખવેલું તુરત યાદ રહી જાય છે. તેને તે વારંવાર બોલવાનું મન થાય છે અને કંટાળો આવતો નથી. સાદી ભાષામાં કંઈ તેને ગોખવાનું કહ્યું હોય તો તે બોલશે જ નહિ; ને કદાચ કહ્યાગરૂં છોકરૂં હશે તો પણ એક બે વાર બોલીને તુરત કંટાળી જશે; અને આપણે જો તેને તે બોલાવવાનું મૂકી દઈશું નહિ તો ચાલાક બાળક ઝટ કંઇ આડી વાત વચમાં લાવીને આપણને ભુલાવવાની તજવીજ કરશે.

આ બધું આપણા અનુભવમાં આવેલું છે, માટે એ વિષે વધારે લંબાણથી લખતો નથી. તોપણ વધા-

રામાં માત્ર એક જ વાત કહેવી બસ સમજું છું અને તે અત્રે કહેવી જરૂરની પણ છેઃ-આપણા **ગામઠી મહેતાજીઓની** નિશાળોમાં છોકરાઓ, **વીશે આંક, કક્કો, બારાખડી, નામાની પાટીઓ, મેળવણી** (સરવાળા) અને હરેક બીજું જે કંઇ શીખે છે, તે તેઓ કંટાળો ખાધા વગર શીખી જાય છે અને કદાચ કોઈ કોઈ બાબતમાં તે વખતે નથી સમજતાં તોપણ તે પોપટની પેઠે પટપટ પઢી જાય છે. આટલું લાંબું શિક્ષણ જો તેમને રાગ કાઢીને બોલતાં શીખવ્યું ન હોય તો સાદી ભાષામાં તેમને કદી પણ યાદ રહે નહિ. માટે શીખવવાની આ રીતને બીજા ગમે તેમ સમજો પણ હું તો વખાણું છું અને મારે સાનંદાશ્ચર્યથી કહેવું પડે છે કે, એ પદ્ધતિ જે ભરતખંડની હરેક દેશી (પ્રાકૃત) ભષામાં ચાલુ છે, તે પ્રથમ શોધી કહાડનારની બલિહારી છે. યુરોપખંડની ભાષાઓમાં આ પદ્ધતિ જોવામાં આવતી નથી માટે ત્યાંના વિદ્યાર્થીઓમાં એ બાબતની (મ્હોડે ગણિત કરવાની) ખામી માલૂમ પડે છે.

• હવે ન્હાનાં બાળકને હરેક કંઇ રાગ કાઢીને બોલવું બહુ ગમે છે અને તે બોલવું તેને યાદ પણ તુરત રહી જાય છે માટે એ ગુણનો લાભ લઇ શાણી માતાએ પોતાનાં બાળકને, જેમ જેમ તેની વયપરત્વે તક મળતી જાય તેમ તેમ ઉપર કહેલી આંક વગેરેની ગામઠી નિશાળની પદ્ધતિ ચાલુ રાખવી અને વચમાં વચમાં **શિખામણની ધાત, બોધવચનો, નીતિની કહેવતો, લેખાંની ધાતો** અને એવી બીજી ઉપયોગી બાબતો, જેવી કે આપણી દેશી **સંસાર ચોપડીમાં** મળી આવે છે તે રાગ કાઢી બોલવાનું હરેક પ્રસંગે શિખવતાં જવું. “ મ્હોટી સ્હવારે વ્હેલાં ઉઠવુંજી ; દાતણ પાણી કરવુંજી ; માને પગે લાગવું-જી ; બાપને સલામ કરવીજી; ઊઠ કહે તો ઉઠવુંજી ; બેસ કહે તો બેસવુંજી ; ” વગેરે ગામઠી મહેતાજીની નિશાળમાં શિખામણની ધાત શિખવે છે તે અને “ આવોજી, બેસોજી, જલપ્રસાદ લેશોજી ” વગેરે વિવેકથી બોલવાની ધાત તથા “ કાકા રે કામ કરતાં

વિલંબ ન કીજે એ ચતુરાઇની રીત" આ ચતુરાઇનો કક્કો અને એવું જ બીજું શિક્ષણ જેમાં નીતિ પણ સમાયલી હોય—એટલે બન્ને કામ થાય તે, અને "બોધવચન," "કહેવતો" વગેરે એવાં તો ઉપયોગી હોય છે કે, તે પ્રમાણે વર્ત્તે તો સંસારમાં માણસાઇ મેળવવાની સાથે કદી પણ ઠોકર ન ખાય; આવાં વચનો પ્રસંગોપાત હાલતાં ચાલતાં બાળકને મ્હોડે કરાવવાં, કે જેની છાપ પડેલી હશે તો બાળકને સમજણી વય થતાં અસર કર્યા વગર રહેશે નહિ.

કોઇ વખતે નીતિ, ધર્મ અને ઈશ્વર સંબંધી ટુંકી કવિતાઓ અને શ્લોકો પણ બને તો મ્હોડે કરાવતાં ચૂકવું નહિ. બાળક આપણને તેવું કંઇ રાગ કહાડીને બોલતાં સાંભળે છે તો ઝટ પોતે પણ તેવું બોલવાની મરજી કરે છે. આવે વખતે તેનો અનાદર ન કરતાં તેની જિજ્ઞાસા પૂરી પાડી તે પ્રસંગનો લાભ લઈ લેવો. તમને યાદ હશે કે આપણો ન્હાનો ભાઈ સાડાત્રણ વર્ષની ઉમ્મર છતાં "ગુણિગણ ગણનારંભે ન

પતંતિ કઠિની સસંભ્રમાચ્ચસ્ય ॥ તેનાંબા યદિસ્તુતિની વદ્દંચ્યા ક્રીદૃશી ભવતી ॥" એ પંચતંત્રનો શ્લોક તમને ગોખતાં સાંભળી તે પ્રમાણે બોલવા જતો હતો, અને પછી મેં તેને થોડા થોડા કરી પાંચ સાત વખત ગોખાવ્યો, એટલે તે કંટાળો ખાધા વગર આખો શ્લોક શીખી ગયો અને હવે જ્યારે ત્યારે ફરતાં હરતાં તે બોલ્યા જ કરે છે. આવે પ્રસંગે તેની જિજ્ઞાસા વધારવાનો પ્રયત્ન હમેશાં માતાએ કરતાં રહેવું જોઇએ, અને વારંવાર કંઇ ને કંઈ નવું શિખવવાની ટેવ રાખવી. આથી કરી તેની સ્મરણશક્તિ ખીલે છે અને આવતા વખતને માટે તેની પાસે સાહિત્યનો સારો ભંડાળ એકઠો થાય છે; તોપણ આ હેતુ મનમાં રાખી તેને કંટાળો આવે એવી રીતે કદી શિખવવું નહિ ; કારણ કે તેથી ઉલટી અસર થઈ, તેના મન પર બોજો થશે અને તેની યાદદાસ્ત ગુંચવાડાથી મંદ પડશે.

વળી માતાએ હમેશાં ઘરમાં મીઠા અને રસિક રાગો અને કવિતાઓ નીતિ, ધર્મ અને ઇશ્વર સંબંધી

ગાવાની ટેવ રાખવી, કે જે સાંભળી ઘરનાં બાળકોને આનંદ ઉપજે, અને તેમનાં મન પ્રફુલ્લિત થાય ; એટલું જ નહિ, પણ એ અમૂલ્ય વિદ્યા ગ્રહણ કરવાની તેમની રૂચી વધે. આ વખતે પણ એટલું ખૂબ ધ્યાનમાં રાખવું કે તેનો આગળ જતાં છોકરાંને એકદમ એવો નાદ લાગે નહિ, કે જેથી તેમાં જ તે લીન થઈ બીજું બધું મૂકી ગાયનના ખરાબ ઉપયોગની લતમાં પડે. દરેક બાબતનો એવો નિયમ રાખવો કે તેના વખતપર તેટલું કરીને ઝટ મૂકી દેવું અને તુરત બીજાં કામોમાં વળગવું, ને બાળકને પણ પોતાની સાથે નિયમમાં દોરતાં રહેવું.

આ પત્રમાં બાળકને ન્હાનપણથી જ કેળવતી વખતે માતાએ ધ્યાનમાં રાખવા લાયક તમારી સૂચવેલી સાત બાબતોનું વિવેચન કરવાની મેં સમાપ્તિ કરી છે. આ બાબતોનું વિવેચન કરતાં વચમાં એટલો બધો વખત નિકળી ગયો કે મારે તેને માટે આખા લાંબા લાંબા ચાર પત્ર ભરવા પડયા. પણ તેની સાથે

તે એટલી બધી તો અગત્યની મને લાગી કે, તે પૂરી કર્યા વગર આગળ ચાલવાનું મને ઠીક લાગ્યું નહિ. હવે આવતા પત્રમાં હું મારા અસલ ધોરણ પર આવી મેં તા. ૧૭ મી જુનના મારા પત્રના અંતમાં જણાવેલી "બાળકને અક્ષરજ્ઞાન વાંચતાં લખતાં સુગમ રીતે કેમ આવડે" તે બાબતની શરૂઆત કરીશ.

વચગાળે તમારી તરફનો પત્ર મુદ્દલ નથી તેથી તમારી તથા છોકરાઓની તન્દુરસ્તી વિષે જરા ચિંતા રહે છે, તે હવે પત્રથી દર્શાવી ટાળશો એવી આશા છે. હાલ મારી તન્દુરસ્તીમાં કંઈ ઘણો ફેરફાર નથી. તુરત એજ.

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,
**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**



## પત્ર ૧૦ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ શુદિ ૧૧, શુક્રવાર,
તા૦ ૧ લી જુલાઇ, સને ૧૮૮૭.

**પરમપ્રિય પ્રાણપતિ!**

**શ્રી મુંબઈ.**

મેં આપને છેલ્લું પત્ર તા. ૧૯ મી જુને લખ્યું છે. ત્યાર પછી વચમાં મુદ્દલ મારાથી પત્ર લખાયું નથી તે ક્ષમા કરશો. મારા મજકુર પત્રમાં કરેલી સૂચનાઓ મુજબ તે સાતે બાબતોનું વિવેચન આપ એક પછી એક પત્ર દ્વારે કરતા રહ્યા, તેથી અધૂરી રહેલી બીના કયારે પૂરી થાય કે હું સામટો જવાબ લખું, એમ વાટ જોતી બેઠી તેથી વચમાં આપને પત્ર લખવાનું રહી ગયું.

આપ પોતાના છેલ્લા પત્રમાં લખો છો કે “ આ બાબતો વિષે લખતાં વચમાં ઘણો વખત નિકળી ગયો અને તેના લાંબા લાંબા ચાર પત્રો ભરાયા, ” તે ખરૂં ; પણ એટલા લંબાણ વગર આવું વિવેચન પણ થાત નહિ. આપે જે સાત બાબતોનું વિવેચન કર્યું

છે તે એટલું બધું અગત્યનું છે કે તે રહી જાત તો આ આપના ક્રમમાં એક ખામી જ રહેત. કારણ કે મારી કરેલી સાત સૂચનાઓની સાથે આપે બીજી ઘણી એક ઝીણી ઝીણી બાબતો તેમાં સમાવેલી છે, કે જે બીજે ઠેકાણે મારા વાંચવામાં કવચિત જ આવી હશે; અને તેમાંની કેટલીક તો મારા ખ્યાલમાં પણ નહિ હતી. આપે જે છેલ્લા પત્રમાં કહાણીઓ, બોધ વચનો, પ્રસ્તાવિક કહેવતો વગેરે છોકરાંઓને શિખવવ સંબંધી સૂચના કરેલી છે, તે માંહેલી ઉત્તમ ઉત્તમ ખાસ ચૂંટેલી કેટલીક જણાવવાની જરૂર છે એવું હું માનું છું. પણ એ ઠેકાણે તેને માટે કદાચ યોગ્ય નહિ ધારીને રહેવા દીધી હોય, તો આપની **ધારેલી પાઠમાળામાં** તો તેને માટે પ્રસંગોપાત જરૂર જગ્યા કરવી જોઇએ, એવો મારો વિચાર છે.

એથી આગલા પત્રમાં વાણીની કેળવણી કેમ આપવી તેનો જે આપે ખુલાસો કરેલો છે તે પણ મને ઘણો જ ઠીક લાગે છે. બાળકની ઉમ્મર જેમ

જેમ વધતી જાય છે, તેમ તેમ તેના મ્હોડામાંથી જે સ્વાભાવિક રીતે અક્ષરોચ્ચાર એક પછી એક નિકળવા માંડે છે, તેનું વર્ણન આપે યથાયોગ્ય કરેલું છે, એવું મને અનુભવસિદ્ધ માલમ પડે છે, અને અહિંથી જ તેને અક્ષરજ્ઞાનની કેળવણી આપવાની શરૂઆત થાય છે, એમ કહીએ તો ચાલે. હું અટકળ બાંધું છું કે આપના છેલ્લા પત્રમાં જે આપ લખો છો કે "હવે પછી હું છોકરાંને અક્ષરજ્ઞાનની કેળવણી આપવાની સુગમતા બતાવવાની શરૂઆત કરનાર છું," તેનું સાંધણ પણ અહિંથી જ ચાલશે; માટે તેની અપેક્ષાથી હું આ મારો પત્ર પૂરો કરી આપને નમન કરૂં છું.

અમારી સર્વેની તન્દુરસ્તી હાલ ઠીક છે; પણ તમારી આવવાની વાટ જોઇએ છીએ, માટે તે વિષે ખુલાસો લખશો. તરત એજ.

લિ. નિરંતર આપના ચરણની દાસી,
કેસરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

## પત્ર ૧૧ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ શુદિ ૧૩, રવિવાર,
તા૦ ૩ જી જુલાઇ, સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી શેગામ.**

તમારૂં તા. ૧ લી જુલાઇનું પત્ર પહોંચ્યું. તેમાં તમે કરેલી અટકળ ખરેખરી છે. ન્હાનાં છોકરાંને વર્ણોચ્ચાર બરાબર બોલતાં આવડયા અને તેના જોવામાં આવતા પદાર્થોનાં નામ દેતાં આવડયાં, તેમ જ તેના આકાર અને ઉપયોગપરત્વે ભેદ સમજતાં આવડયા, અર્થાત્ ‘ ચોપડી ’ એ જૂદી વસ્તુ છે અને ‘લોટી’ એ જૂદી વસ્તુ છે; ‘ વાડકો ’ એ જૂદી વસ્તુ છે, અને ‘ પાટલો ’ એ જૂદી વસ્તુ છે; ‘ચોપડી’ વંચાય છે, અને ‘ પાટલે ’ બેસાય છે ; તેમ જ એક ‘ ન્હાની ચોપડી ’ ને બીજી ‘ મ્હોટી ચોપડી, ’ ને વળી ‘ છૂટા કાગળ કે છાપાં, ’ એ બધાંએ વંચાય છે તોપણ તેના આકાર જૂદા જાદા છે તેથી તેમાંની દરેક વસ્તુ લઇને

તેનું નામ દેતાં બાળકને આવડયું, એટલે જાણવું કે હવે બાળકને મોટા મોટા અક્ષર લખી બતાવ્યા હોય, અને તેનાં નામ એક બે વાર સંભળાવ્યાં હોય તો તે પાછાં કહી બતાવશે. આ શક્તિ બાળકમાં ત્રીજા ને ચોથા વર્ષની વચમાં આવે છે. માટે તે વખતે તેને રસ પડે તેવી રીતે લખેલા અક્ષર ઓળખતાં શિખવવાનું શરૂ કર્યું હોય તો તે તેના ગજા પ્રમાણે ધ્યાનમાં રાખવા માંડશે ખરૂં. તોપણ આ વખતે તેના હાથે અક્ષર લખાવવાની કડાકૂટમાં પડવું નહિ. કારણ કે જેવો આકાર તે જુએ છે તેવો કાઢી બતાવવાની શક્તિ હજી તેમાં આવી નથી. એ શક્તિ પાંચમું વર્ષ પૂરૂં થયા પછી આવે છે. માટે ત્યાં સુધી તેને વાંચતાં આવડે એટલું જ્ઞાન થવા માટે પ્રથમ માત્ર અક્ષર ઓળખતાં તે સહજ શીખે એવા ઉપાય લેવા જોઇએ.

ન્હાનાં બાળકને શરૂઆતમાં મૂળાક્ષર અને બારાખડી વાંચતાં લખતાં શિખવવાની પદ્ધતિથી શીખનારને તેમ જ શિખવનારને કંટાળો છૂટે છે અને વ્યર્થ વખત

નિકળી જાય છે; એટલું જ નહિ, પણ તેની સાથે તેની ભણવાની હોંશ ત્રૂટી જઈ તેની સ્મરણ શક્તિ બુઠ્ઠી થતી જાય છે. એવું તો આપણને અનુભવથી જ જણાયું છે કે કક્કા ને બારાખડીથી શરૂઆત કરતાં કદી પણ બાળક એટલી વયમાં શીખશે નહિ જ. એ તો તેને છ સાત વર્ષની વય થયા પછી શિખવવા માંડે તો જ આવડે છે, પણ જો ત્રણથી ચાર વર્ષની વયનું ચાલાક બાળક હશે અને તેને એકાક્ષરી સાદા શબ્દો, જેના અર્થ તે સહજ સમજતો હોય, અને જે હરઘડી તેના મોંમાંથી બોલાતા હોય, ત્યાંથી શિખવવાની શરૂઆત કરી હોય તો, તેમાં તેને એક તરેહની રમતના જેવો રસ પડશે, એટલે તે તુરત શીખવા માંડશે. કાનો, માત્રા, કે બીજા ક્રમની હમણાં કંઇ પણ દરકાર ન રાખતાં, જે શબ્દો તેના કાનને વધારે પ્રિય હોય તે પહેલા બતાવવા.

બાળકને મા એ શબ્દ જેટલો બોલતાં સુગમ પડે છે તેટલો જ તે પ્રિય પણ છે. જન્મથી તે અત્યાર

સૂધી ને હવે પછી પણ પોતાના પ્રાણ સમાન ગણી મમતા રાખનારના જેવું બાળકને પ્રિય બીજું કોણ ને શું હોય ! બીજો શબ્દ બા શિખવવો. વાકયરચના પૂરી કરવાને ક્રિયાપદની જરૂર છે; અને ન્હાનું સરખું વાકય લખીને બાળકને મ્હોડે વંચાવવાથી તેને વિશેષ રમૂજ પડશે, માટે ઉપલા બે શબ્દોમાંના દરેકને, એકવાર એક ને બીજીવાર બીજો, એ પ્રમાણે કર્તા ઠેકાણે યોજીને છે, એ સાદા, સ્હેલા અને એકાક્ષરી ક્રિયાપદને તેની પાસે મૂકયો હોય તો બાળકને મનગમતા અર્થનાં બે વાકય બનશે. આવું શિક્ષણ રમત ગમત સાથે આપ્યું હોય તો બાળકને કેમ કંટાળો આવે? આના પછી ભા એ શબ્દ શીખવવો. ને પછી ભૂ, પા, જા, પી, તું, ખા, આ, જો, એ, ઘી, લે, ના, તે, છી, હા, જી, હું, થું, કાં, શું, બી, દે, કે, જે, રૂ, જૂ, ને, બે, હેં, ચે, શી, બો, શો, ભો, તો, રો, લૌં, છૌં, પૈ, લૈ, સૌ, હૌ, તેં, દી, દો, મોં, મેં, લો, છો, થા, વા, શા; એમ એક પછી એક અનુક્રમે શબ્દો બતાવતાં જવું.

૪. આ શબ્દો એક પછી એક જેમ બાળક શીખતું જાય, તેમ પાટી પર મોટા અક્ષરે ઘડી ઘડી લખી બતાવતા જવું; ને એક યાદ રહ્યો અને બરાબર વાંચતાં આવડયો કે બીજો શિખવવો. પછી બન્ને વારાફરતી લખી બતાવવા ને બોલાવવા. પછી ત્રીજો શિખવવો. એમ એક એક વધારતા જવું ને દરરોજ પાછલા આવડે છે કે નહિ તે તપાસતાં રહેવું.

પણ આના કરતાં એક બીજી રીત વધારે સુલભ છે–ગંજીફાનાં પાનાં (કાર્ડ્સ) નાં જેવાં જાડાં અને આસરે તેટલાં જ મોટાં પાનાં લઇ, તે પર પેલા એકાક્ષરી શબ્દો એક પાનાં પર એક અક્ષર સમાઈ જાય એટલો મોટો લખવો; એ પ્રમાણે સર્વે લખીને તૈયાર કરી રાખવાં. પ્રથમ એક પાનું બતાવવું ને તે માંહેલો એકાક્ષરી શબ્દ વંચાવવો. પ્રથમ પોતે કહી બતાવવો ને પછી બાળક પાસેથી કહેવડાવવો. એમ બે, ત્રણ, ચાર વખત રહી રહીને બોલાવી જોયાથી પોતાની મેળે આવડે ત્યાર પછી બીજો બતાવવો. એ

પ્રમાણે ઉપલો જ ક્રમ ચાલુ રાખેથી ઘણા ખરા એકાક્ષરી શબ્દો જે સાધારણ ઉપયોગમાં આવે છે તે તે શીખી જશે. આ શિખવતી વખતે વચમાં વચમાં બાળકને શાબાશી આપવી; અને વખતે કંઈ લાલચ દેખાડી હોય તો અથવા ખુશીથી પણ કંઇ ન્હાનું સરખું ઇનામ તે ખુશી થાય તેવું આપવું. જેમ જેમ છોકરૂં આગળ વધતું જશે, તેમ તેમ તેને રસ વધારે પડતો જશે; અને તે અધિક હોંશથી શીખવા માંડશે.

ઉપર જે એકાક્ષરી શબ્દો આપ્યા છે તે દરરોજનો એક એક ગણતાં પણ દોઢથી બે માસમાં બાળક શીખી જશે. કદાચ કોઈ બાળકને ઉપલા એકલા જ શબ્દો શીખતાં કંટાળો આવે તો વચમાં વચમાં શીખેલા શબ્દોમાંથી વાકયો બનાવી વંચાવતાં જવું; અથવા પાનાંમાંથી તે અક્ષરો લઇ લઇને એક વાકય રચીને તેની આગળ ગોઠવી મૂકવાં ને પછી સાથે વંચાવવાં. કોઇ વખતે આપણા મનમાં વાકય રચી તેમાંનો એક એક શબ્દ બોલતાં જવું, ને બાળક પાસેથી પાનાંમાંથી

લેવડાવી, એક પછી એક મૂકાવતાં જવું. આમ શિખવતાં કંઇક દિવસ વધારે લાગશે; પણ તેથી વધારે રસ પડશે, અને શબ્દો વધારે પાકા થશે. તોપણ સામટી રીતે જોતાં ઓછો વખત જશે, કેમકે આવતા વખતની મહેનત આથી કરીને બમણી ઓછી થઈ જશે.

ઉપલા શબ્દોમાં નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયાપદ ને અવ્યય એ પાંચે વર્ગોના શબ્દ આવેલા છે; અને જે નામો ને સર્વનામો છે તે કર્તા–કર્મ–વિભક્તિઓ સહિત છે; તેમ સંબોધનમાં પણ વપરાય, તથા જે ક્રિયાપદો છે તે પણ કાળ, અર્થ, પ્રયોગ ઇત્યાદિ સહીત અમુક અમુક રૂપમાં છે. માટે એ શબ્દોને બની શકે તેવી રીતે એક એકની પાસે ગોઠવીને વાકય રચનામાં મૂકયા હોય તો અનેક વાકયો થશે. એવાં ઘણું કરીને સર્વ વાકયો ગોઠવીને બાળક પાસે વંચાવી જવાં. આ વાકયો જેમ જેમ બાળક વાંચતું જશે, તેમ તેમ તેને ઘણી રમુજ પડશે ને હર્ષ ઉત્પન્ન

થતો જશે. આટલો ક્રમ સફળ થયા પછી બાળકને તેના એકાક્ષરી શબ્દકોશની ઉજળણી (પુનરાવૃત્તિ) કરાવવી. આ વખતે ઉપલો ક્રમ છોડી દેવો ને હવે તો ફેરવીને વર્ણાનુક્રમ પ્રમાણે આખો કોશ એક પાટી કે કાગળ પર લખીને બતાવવો, ને તે માંહેલા બધા શબ્દો એક પછી એક વંચાવવા. આ લખવામાં એક ગોઠવણ એવી રાખવી કે અમુક એક વર્ણના શબ્દો પાસે પાસે રાખવા, પણ તે બીજા વર્ણના શબ્દોથી જૂદા પાડીને લખવા. તે આ પ્રમાણે:–

આ, એ; કાં, કે; ખા; ઘી; છી, છું, છે, છો, છોં; જા, જી, જૂ, જે, જો; તું, તે, તેં, તો; થા; દી, દે, દો; ના, ને; પા, પી, પૈ; બા, બી, બે, બો; ભા, ભૂ, ભો; મા, મેં, મોં; રૂ, રે, રો; લે, લૈ, લો, લોં; વા; શા, શી, શું, શો; સૌ; હા, હેં, હું, હો.

આવી રીતે ગોઠવીને બાળક પાસેથી વારંવાર વંચાવતા રહેવું એથી તેના ધ્યાનમાં એટલું સહજ ઉતરશે કે અમુક શબ્દો એક બીજાને કોઇક રીતે

મળતા છે, ને અમુક વળી બીજા પણ એક એકને મળતા છે. તોપણ હાલ તે વાતની એકાએક તેને સમજણ આપવાનો પ્રયત્ન કરવો નહિ; કારણ કે બાળક ગુચવણમાં આવી પડશે.

. આટલું શીખ્યા પછી બાળકને હોંશ છૂટશે, એટલું જ નહિ પણ તેની શક્તિ પણ ખીલશે; અને આગળ જતાં તેને વધારે ગ્રહણ કરવાની શક્તિ આવશે. માટે આ પત્રમાં એકાક્ષરી શબ્દોનું શિક્ષણ પૂરૂં કરી પત્રની સમાપ્તિ કરૂં છું. અને આવતા પત્રમાં હવે આગળ કેમ વધવું તે જણાવીશ.

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન,

પુરુષોત્તમ નારાયણજીની આશીષ.

---

## પત્ર ૧૨ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ વદિ ૨, રવિવાર,
તા. ૧૭ મી જુલાઇ સને ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ !

શ્રી મુંબઇ.

આપના છેલ્લા પત્રમાં આપે જે બાળકને અક્ષર વાંચતાં શિખવવાની પદ્ધતિ બતાવી છે તે ખરેખર ઉત્તમ છે; અને તે કોઇ પણ સમજુ માણસ પસંદ કર્યા વગર રહેશે નહિ. કક્કો, ખખ્ખો ને બારાખડીથી શરૂઆત કરવાની રીત જરા માથાકૂટ ભરેલી છે, એ આપનું કહેવું ખરૂં છે. તે કરતાં એકાક્ષરી શબ્દો બાળકને પ્રથમ વાંચતાં શિખવી પછી તેથી થતાં વાક્યો વંચાવવાથી તુરત વાંચતાં શીખે છે અને તેનાપર બાળક ધ્યાન પણ આપે છે. જે વાતમાં કંઇ પણ અર્થ ન સમજાય તેમાં મજા પણ ન પડે તો પછી તેના પર મન કેમ લાગે ? આપે બતાવેલી રીતમાં બાળકને રસ પડે છે અને તેથી જ આપણા ન્હાના ભાઇને જ્યારે એ રીતે શિખવવાનું શરૂ કર્યું,

એટલે તુરત શીખવા માંડયો. નહિ તો તે પહેલાં આપ જરા ચિંતા કરતા હતા કે આ છોકરો અતિ ચંચળ ચિત્તવાળો છે તે શીખવા બેસાડતાં મન લગાડતો નથી અને બીજે બીજે ઠેકાણે મન દોડાવે છે, તે કેમ શીખશે? આપણો મ્હોટો ભાઈ જ્યારે એ વયનો હતો, ત્યારે જરા સ્થિર મનનો હતો, તે પણ એજ રીતે તુરત વાંચતાં શીખ્યો. અને ન્હાનાને માટે પણ જ્યારે એ રીત ચાલુ કરી ત્યારે ઝટ શીખવા બેઠો. આ રીતે શિખવતી વખતે આપણા મજકુર ન્હાના મોટા બન્ને છોકરાઓને આટલી વયમાં બીજા પાડોશના લોકો જ્યારે વાંચતાં પણ જુએ છે, ત્યારે આશ્ચર્ય પામે છે. આ બધી વાતોના અનુભવ ઉપરથી મારી તો ખાત્રી થાય છે કે એ રીત ઘણી જ ઉત્તમ છે.

આ ઠેકાણે આપને એક વાત યાદ દેવડાવું છું. કે જે આપના પત્રમાં સૂચવતાં આપ ભૂલી ગયા છો–વાક્ય વાંચતી વખતે બાળક રાગ કહાડીને વાંચે નહિ, તે ધ્યાનમાં રાખી બાળકને રાગ કહાડી વાંચવા

દેવું નહિ; અને ટેવ ન પડે માટે ખૂબ સાવચેત રહેવું જોઇએ. સાદું વાંચવાનું હોય તે જેમ વાત કરતા હોઇએ તે ઢપથી હમેશાં વાંચતા રહેવું, એવી ભલામણ જે આપ હરઘડી કરતા તે મને યાદ છે. તે ઉપરથી હમણાં પણ મને સાંભરી આવ્યું, તે આપની આગળ નિવેદન કરૂં છું.

આપની અટકળ સાથે હું પણ એમ ધારૂં છું કે, એકાક્ષરી શબ્દોનાં વાકયો વાંચતાં શીખે તે સુદ્ધાં બાળકને ચાર મહીનામાં એટલો અભ્યાસ કરાવી શકાય, અને એ પ્રમાણે બાળક જ્યારે ચોથું વર્ષ પૂરૂં કરી પાંચમું શરૂ કરે, તેવામાં એટલું એને આવડવું જોઇએ અને પાંચમું વર્ષ પૂરૂં કરતાં સુધીમાં હજી બીજું ઘણુંક શીખવવાનો અવકાશ રહે છે; માટે એના પછી શું શીખવવું તે આપની પાસેથી જાણવા માટે ઘણી ઇંતેજાર છું. તુરત એજ.

લી. નીરંતર આપના ચરણની દાસી,

કેશરના પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો,

## પત્ર ૧૩ મું.

મુંબઇ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ વદિ ૫, રવિવાર,
તા૦ ૧૦ મી જુલાઇ, સને ૧૮૮૭.

પ્રાણપ્રિય સૌભાગ્યવતી !

શ્રી રામ.

મારા છેલ્લા પત્રના ઉત્તરમાં, બાળકને વાંચતાં શીખવતી વખતે તેને રાગ કહાડીને વાંચવાની ટેવ ન પડે તેને માટે સાવચેત રહેવાની સૂચના કરવાનું જે તમે યાદ દેવડાવ્યું છે તે વાજબી છે. હું એ સૂચના આ પત્રમાં કરનાર જ હતો, પણ તમે તે પ્રથમથીજ જણાવી આપ્યું, એથી જાણે તમે મારા અભિપ્રાયને સમ્મત જ થયાં હો એમ માની હવે ફરીથી અત્રે લખવાની જરૂર જોતો નથી.

હવે આ પત્રમાં મારૂં પાછલું જ ધોરણ ચાલુ રાખી બાળકને બે અક્ષરના સાદા અને સ્હેલા શબ્દો કેવી ગોઠવણથી શીખવવા તેનો ક્રમ બતાવું છું. મેં બે અક્ષરના શબ્દોમાંથી એવા આશરે ૩૫૦ શબ્દો

ચૂંટી કહાડયા છે. અને તેમને એવા વર્ગોમાં વ્હેંચ્યા છે, કે તે દરેક વર્ગના શબ્દો એક બીજાને જોડણીમાં, ઉચ્ચારમાં, કે અર્થમાં થોરા ઘણા અંશે પણ મળતા હોય. આમ સાંકળની કડીની માફક એક બીજાની સાથે કંઇક સંબંધ હોવાથી, આના પછી કયો શબ્દ આવશે એવી આતુરતા ઉત્પન્ન થઇ બાળકની ભણવાની હોંશ જાગૃત રહેશે, એટલું જ નહિ, પણ એકના કરતાં બીજો શબ્દ શીખવો અને યાદ રાખવો સ્હેલો પડશે; અને વખતે આખા વર્ગના શબ્દો શીખી ગયા પછી અનુક્રમમાં પણ યાદ રહી જશે.

હવે પ્રથમ એ શબ્દો તેમના વર્ગાનુક્રમમાં નીચે લખી બતાવું છું, અને પછી તેમના વિષે કંઈક વિશેષ સમજણ આપીશ:—

૧. કાકા, મામા, નાના, દાદા, બાપા, જીજી; તાતા, ચાચા, શીશી, કીકી, ગીગી.

૨. કીકો, ગીગો; કાકી, મામી, ભાભી, નાની, દાદી; માસી, ફુઈ.

૩. ખાય, ગાય, જાય, થાય; રોય, જોય.

૪. ખાઉં, ગાઉં, જાઉં, થાઉં, ખાઉં, છઉં, દઉં, લઉં, રોઉં, જોઉં.

૫. ખાઓ, ગાઓ, જાઓ, થાઓ; રૂઓ, જુઓ.

૬. બેસે, ઊઠે, કરે; કામ, ગામ, નામ, આમ; આપ, આવ, લાવ; આપે, આવે, લાવે.

૭. બેસું, ઊઠું, જૂઠું; કરું, ખરું, પડું, લડું.

૮. બેઠી, ઊઠી, જૂઠી; સૂતી, હતી, જતી; રાતી, ખાતી, પીતી; રોતી, જોતી.

૯. બેસો, ઊઠો, જૂઠો; બેઠો; સૂતો, હતો, જતો; રાતો, ખાતો, પીતો, રોતો, જોતો; ગયો, થયો; રોયો, જોયો, ખોયો.

૧૦. ગઈ, થઈ; રોઈ, જોઈ, કોઈ; સૂઈ; કંઈ; કાંઈ; ખાઈ, બાઈ, ભાઈ, પાઈ; પૈ, પૈસો.

૧૧. કીધું, દીધું, પીધું, લીધું; ખાધું.

૧૨. ખાજે, ગાજે, જાજે, થાજે, આજે; દેજે, લેજે; જોજે, ખોજે, રોજે.

૧૩. જશે, થશે; ખાશે, ગાશે; દેશે, લેશે; જોશે, ખોશે, રોશે.

૧૪. કાલે, ચાલે; બોલે; કાલ, હાલ, ચાલ. લાલ; ફૂલ, ભૂલ; તલ, તેલ, મેલ.

૧૫. તારૂં, મારૂં, સારૂં, વારૂ; અમે, તમે, રમે, જમે, ગમે, ભમે, નમે; અને, કને, તને, મને; એને, જેને, કેને; શાને..

૧૬. કણ, ગણ, જણ, પણ; કોણ, હોણ; કોણે; કેણે, તેણે, જેણે, શેણે; જાણે, આણે, વીણ; ગણે, ભણે, પણે.

૧૭. ગણ્યું, ઘણું, ભાણું; જાણું, આણું, ઝીણું, વીણું; દાણા.

૧૮. પેલો, ઘેલો, મેલો; બોલો, ભોળો; ભૂલો, લૂલો, ચૂલો; પેલી, ઘેલી, મેલી; બોલી, ભોળી; ભૂલી લૂલી; લીલી પીળી.

૧૯. ઘોડે, જોડે, દોડે, તોડે, ફોડે, સોડે; સાથે, હાથે, માથે; ઘોડા, જોડા, થોડા, દોડા, તોડા, ફોડા, મોડા; જોડું, તોડું, થોડું, દોડું, ફોડું, મોડું.

૨૦. કીડી, શીડી; મેડી; ઘોડી, છોડી, જોડી, તોડી, દોડી, ફોડી, મોડી; ઘડી, છડી, જડી, દડી, નડી, પડી, લડી, હડી, સડી.

૨૧. હાથ, પગ, કાન, નાક, આંખ, મોઢું, જીભ, દાંત, માથું, ડોકું, ગળું, ધડ, છાતી. પેટ, પીઠ, વાંસો, ખભો, બાહાં, ટાંગ, જાંઘ.

૨૨. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ. સાત, આઠ, નવ, દશ; બીજો, ત્રીજો, ચોથો, છઠો.

૨૩. ગાય, ભેંસ, ઘોડો, પાડો, ઊંટ, ગાધો, બેલ, કુત્રો, મની, મોર, મેના; ગાડી, ઘર. ઘેર. પાટી, વાટી, વાટ, ઘંટી, કાઠી, દીવો.

૨૪. ક્યાં, જ્યાં, ત્યાં; ક્યારે, જ્યારે, ત્યારે; એમ, કેમ, જેમ, તેમ; બહુ, મસ, ભૂંડો, ભૂંડી, ભૂંડું; સારો, સારી; ભલો, ભલી; ખરો, ખરી.

૨૫. દુધ, મધ, ભાત, દાળ, શાક, પૂરી, કેરી, કઢી, વડી, દહીં. પેંડા, લાડુ, પેરૂ, કેળું. ચણા, ધાણી, પુઆ, સેવ, ગોળ, ખાંડ.

ઉપર જે શબ્દો આપ્યા છે, તેમાં પ્રથમ એક જ અક્ષર બેવાર બોલાય એવા બે અક્ષરના શબ્દો આપ્યા છે, અને તેમાં ઘણું કરીને ઘરમાં આવતાં જતાં કે રહેતાં સગાંઓનાંજ નામ છે, એટલે તે બાળકને

તુરત ધ્યાનમાં રહેશે; તેની સાથે એવા બીજા પણ શબ્દ છે. ત્યાર પછી એક જ અક્ષર બેવાર આવે પણ કાનો માત્રામાં કંઇક ફેર એવા આપ્યા છે. એના પછી જે એકાક્ષરી ક્રિયાપદ બાળક શીખી ગયું છે, તેને દરેકને અમુક અક્ષર લગાડયાથી જે અનિયમિત વર્ત્તમાન કાળનાં રૂપ થાય છે, તે અને બીજાનાં પણ એ જ રૂપ બતાવ્યાં છે; આની પાસે છે, છું, છીએ, છો, એ શબ્દો મૂકવાથી વર્ત્તમાન કાળના રૂપ વાકયમાં વંચાશે, તેમ જ એકલા પણ વપરાશે. એવી રીતે શબ્દો આપતાં છેલ્લો અક્ષર એજ આવતો હોય ને ઉચ્ચાર કંઈક તે શબ્દોને મળતો હોય, એવો શબ્દ બાળકને કોઈ જરૂર જાણવા લાયક હોય, તો તે પણ તેની હારમાં રાખી દીધો છે. જેમકે થાઉં ની પાસે ખાઉ, થાજે ની પાસે આજે ઇત્યાદિ જ્યાં પ્રસંગ આવે ત્યાં તેમ કર્યું છે. તેમજ ભૂતકાળ અને અનિયમિત ભૂતકાળનાં રૂપ પણ એજ પ્રમાણે કેટલાંક આપ્યાં છે, જે બે અક્ષરથી થઇ શકતા હોય તે (તેના

બહુવચન, તથા પુલ્લિંગના સ્ત્રીલિંગ અને સ્ત્રીલિંગના પુલ્લિંગ લખીને શિખવવા). એ જ પ્રમાણે કેટલાંક ભવિષ્યકાળનાં રૂપ ત્રીજા પુરૂષ એકવચનનાં આપ્યાં છે; તેના બહુવચનના રૂપ "શે" ને ઠેકાણે "શો." અને "જે" ને ઠેકાણે "જો" રાખીને બતાવવાથી થઇ શકશે. ત્યાર પછી કેટલાંક સર્વનામો વિભક્તિ સાથે બે અક્ષરમાં થઇ શકે છે તેવાં આપ્યાં છે, જે બાળકના સહજ વપરાશમાં આવતાં હોય. તેના પછી કેટલાક જરૂરના સાદા શબ્દો જેનો પ્રથમ અક્ષર બદલાતો હોય અને બીજો તેનો તે જ રહે,–એટલે અનુપ્રાસની પેઠે એક એકને મળતા આવે એવા આપેલા છે. પછી શરીરના અવયવોનાં નામ જે બે અક્ષરનાં છે તે; અને પછી એક, બે વગેરે દશ સુધી અંકોનાં નામ, તથા કેટલાંક બે અક્ષરનાં ગ્રામ્ય જનાવરોનાં તથા ઘરમાંની કેટલીક વસ્તુઓનાં નામ આપ્યાં છે. ઉપરાંત કેટલાંક સ્હેલાં ક્રિયાવિશેષણ અવ્યય જે વગર ચાલેજ નહિ તે અને થોડાંક

વિશેષણ, જે બે અક્ષરનાં છે તે આપ્યાં છે. છેવટ કેટલીક ખાવાની જણસોનાં નામ જે બે અક્ષરનાં છે તે આપ્યાં છે.

આ શબ્દો બાળકને વાંચતાં શિખવતી વખતે એકાક્ષરી શબ્દો પણ સાથે ઉપયોગમાં લઇ ન્હાનાં ન્હાનાં વાકયો બનાવતાં જવું ને વંચાવતાં જવું. એમ કરવાથી બાળકને રમૂજ ઉપજશે, એ મેં પ્રથમ જ કહ્યું છે. એ પ્રમાણે દરરોજ એક, બે, કે ત્રણ શબ્દો નવા શિખવતા જવું ને વધતાં જવું. વાકયો રચતી વખતે મેં જે ક્રમમાં શબ્દો ગોઠવ્યા છે, તેને જ તદન વળગી રહેવાની જરૂર નથી. વખતે કામ પડે તો વાકયને વધારે સારા ને બાળકને ગમે એવા અર્થવાળું બનાવવાને, આપેલા શબ્દોના વર્ગમાંથી ક્રમ છોડીને એકાદ બે શબ્દો લેવા પડે, અથવા શિખવનારને એવો કોઇ વધારે સ્હેલો અને સારો બે અક્ષરનો શબ્દ સૂઝે, તો તે લઇને પ્રથમ શિખવી પછી વાકયમાં ગોઠવી વાકય રચી લખીને વંચાવવું. જો કે સરળતાને માટે

ઉપલો ક્રમ બાંધવામાં બની શકે તેટલી સંભાળ લીધી છે, તોપણ વાક્ય રચતી વખતે ઉપર લખ્યું છે તેમ થોડી છૂટ લીધા વગર કદાચ નહિ ચાલે, માટે તે પ્રમાણે કરવામાં કંઇ હરકત જેવું નથી. એ પ્રમાણે ઓછામાં ઓછા ત્રણ ને ઘણામાં ઘણા છ માસમાં એટલો અભ્યાસ બાળકને શિખવી શકાશે. એટલે લગભગ પાંચ વર્ષની વયનું બાળક થવા આવશે.

એટલું થયા પછી મૂળાક્ષર અને બારાખડી શિખવવાની શરૂઆત કરી હોય તો હું ધારૂં છું કે, બાળક કંટાળો ખાધા વગર સ્હેજ શીખી જશે; માટે તેની શરૂઆત અહિંથી કરવામાં મને હરકત લાગતી નથી. કારણ કે ઉપર જે શબ્દો એકાક્ષરી તથા દ્વયક્ષરી બાળક શીખી ગયું છે; તેમાં ઘણા ખરા મૂળાક્ષર તો આવી ગયા છે. માત્ર તે જૂદા જૂદા, અને ક્રમમાં શિખવવાનું બાકી રહ્યું છે. તે પ્રમાણે હવે શિખવવા માંડયું હોય તો આગળ વધવાનું સ્હેલ પડશે. માટે મૂળાક્ષર અને બારાખડી બાળકને શીખવાં શી રીતે

વધારે સુગમ અને વધારે લાભકારક થઇ પડે તેની યુક્તિ હું હવે પછી દર્શાવીશ. તુરત એજ.

લિ. તમારો સદા શુભચિંતક સાભાગ્યશોભન
**પુરુષોત્તમ નારાયણજીની** આશીષ.

---

## પત્ર ૧૪ મું.

શેગામ, સંવત્ ૧૯૪૩ ના અષાઢ વદિ ૭, ભોમે,
તા. ૧૨ મી જુલાઈ, સને ૧૮૮૭.

પરમપ્રિય પ્રાણપતિ !

**શ્રી મુંબઈ.**

**આપના છેલ્લા પત્રમાં આપે બતાવેલી બે અક્ષરના શબ્દો શિખવવાની ગોઠવણ ખરેખર મને ઘણી જ સરસ લાગે છે. આપે ચૂંટી કહાડેલા શબ્દોના જે વર્ગ આપે બાંધ્યા છે, તેજ ક્રમમાં બાળકને તે શબ્દો શીખવા માત્ર સુગમ પડશે, એટલું જ નહિ પણ તે દરેક વર્ગના શબ્દો તેના ક્રમમાં સુદ્ધાં બાળકને મ્હોડે યાદ રહી જશે, એમ જે આપે સૂચવ્યું**

છે તે બરાબર છે; તો પણ થોડા થોડા શબ્દો શિખવતાં જવું અને તેટલાજમાંથી વાકયો રચી રચીને વંચાવતાં જવું, એમ કરવામાં આપે ગોઠવેલા વર્ગોના જ ક્રમને વળગીને ચાલવામાં જરા અડચણ પડશે ખરી, કારણ કે તેમ કરવાથી જેવાં જોઈએ તેવાં સંપૂર્ણ વાકયો બનવાં કંઇક મુશ્કેલ પડશે; અને હું ધારૂં છું કે, આપે પણ તેટલા જ માટે અગમચેતીથી વાકયો બનાવતી વખતે વર્ગોના ક્રમને છોડી કોઈ કોઇ જોઈતા શબ્દો બીજા વર્ગોમાંથી લેવાની છૂટ આપી છે.

પણ ત્યારે મારા જેવી શિખવનાર એકાદ બાળકની માતાને એવા વાકય રચવાના શ્રમમાંથી મુક્ત કરવાનું આપે જ માથે લીધું હોય તો હું ધારૂં છું કે વધારે સારૂં. કારણ કે જે યુક્તિઓ એક મગજમાંથી નિકળેલી છે, તે જ મગજમાંથી તેને લગતી બીજી યુક્તિઓ તેટલી જ કે વધારે સારી નિકળે એ સ્વતઃસિદ્ધ છે. આપના મનમાં રમી રહેલી રચનાના જેવી બીજાની થાય નહિ; માટે મને લાગે છે કે આપે બતાવેલા

એકાક્ષરી અને બે અક્ષરના શબ્દોને સામટા લઇ તેના એક પછી એક રહુડતા એવા અનુક્રમમાં આપે જ પાઠો રચી મૂક્યા હોય તો શિખવનારને ઘણી મદદ થાય.

મૂળાક્ષર અને બારાખડી, બાળકને આટલા અભ્યાસ પછી શીખવાં રહેલાં પડશે, એમ જે આપનું કહેવું છે તે મને પણ ખરૂં લાગે છે. પણ તેની સાથે એકથી દશ સુધી આંકડા વાંચતાં પણ શિખવી દીધા હોય તો હવે કંઇ મુશ્કેલી પડશે નહિ; કારણ કે એ દશ આંકડાઓનાં નામ તો આપે બતાવેલી બે અક્ષરના શબ્દોની માળામાં બાળકના શીખવામાં આવી ગયાં છે.

પણ મૂળાક્ષર અને બારાખડી તથા દશ આંકડા, જે બાળકને આ વખતે શિખવવાં, તે ફક્ત વાંચતાં જ શિખવવાં કે સાથે સાથે લખતાં પણ શિખવવાં—અથવા તે લખતાં ક્યારે શિખવવાં તે વિષેનો પણ ખુલાસો આપ કરશો. તુરત એજ.

લિ. નિરંતર આપના ચરણની દાસી
કેશરનાં પ્રેમપૂર્વક પ્રણામ વાંચશો.

## પત્ર ૧૫ મું.

મુંબઈ, સંવત્ ૧૯૪૩ ના આષાઢ શુદિ ૧૦, શુક્રવાર,
તા૦ ૧૫ મી જુલાઇ, સને ૧૮૮૭.

**પ્રાણપ્રિય સૌભાગ્યવતી !**

**શ્રી રામ.**

મારા છેલ્લા પત્રમાં મેં બે અક્ષરના શબ્દો કયા અને કેવા શિખવવા તથા તે કેમ શિખવવા તે બતાવ્યું. અને તેની સાથે ન્હાનાં ન્હાનાં વાક્યો રચી શિખવતાં જવું, તે વિષે સૂચના કરતાં તમારી તરફથી એવી માગણી થઈ કે, તે પણ મેં જ તૈયાર કરીને મૂક્યાં હોય તો વધારે સારૂં. આ પ્રમાણે કરવામાં મને કંઇ પણ હરકત નથી; તોપણ તે બધા એક સામટા રચીને તૈયાર કરતાં કંઇક વખત જોઇએ, માટે જેમ ફુરસદ મળશે તેમ તેમ તે રચીને તૈયાર કરી "**બાળકની પ્રારંભ પોથી**" દાખલ આની સાથે જોડી રાખવા તમને પાછળથી મોકલીશ.

એ જ પત્રમાં મેં જણાવ્યું છે કે, એટલું શિક્ષણ

બાળકનું થયા પછી તેને મૂળાક્ષર અને બારાખડી શિખવવાની શરૂઆત હવે કરી હોય તો કંઇ હરકત જેવું નથી. વળી તમે તમારા છેલ્લા એટલે ચાલતા માસની તા. ૧૨ મીના પત્રમાં "સાથે સાથે એકથી દશ સુધી આંકડા પણ શિખવી દીધા હોય તો ઠીક" એમ સૂચવો છો, તે પણ મને વાજબી લાગે છે. અને તમારા એ જ પત્રમાં તમે એમ પણ જાણવા ઇચ્છયું છે કે, એ બધું એટલે મૂળાક્ષર, બારાખડી અને એકથી દશ સુધી આંકડા, એ "ફક્ત વાંચતાં જ શિખવવાં કે સાથે સાથે લખતાં પણ શિખવવાં; અથવા તે લખતાં ક્યારે શિખવવાં?" આને માટે મારો વિચાર એમ છે કે પ્રથમ તો એક વાર એ સઘળું સારી પેઠે વાંચતાં ને ઓળખતાં આવડે અને ક્રમમાં મ્હોડે બોલતાં આવડે તેમ પક્કું શિખવી લીધા પછી પુનરાવૃત્તિ કરાવતાં તે સર્વે લખતાં પણ શિખવવાં જોઈએ. હવે એ સૌ કયા ક્રમમાં શિખવવાં તે નીચે જણાવું છુંઃ—

મારા વિચાર પ્રમાણે ગામઠી મહેતાજીઓની રીત પ્રમાણે સ્વર કરતાં પ્રથમ વ્યંજન શિખવવા અને તે તેમના વર્ગપરત્વે નીચેના ક્રમમાં શિખવવાં—

વ્યંજન—ક, ખ, ગ, ઘ, ઙ;
ચ, છ, જ, ઝ, ઞ;
ટ, ઠ, ડ, ઢ, ણ;
ત, થ, દ, ધ, ન;
પ, ફ, બ, ભ, મ;
ય, ર, લ, વ;
શ, ષ, સ;
હ, ળ;
ક્ષ, જ્ઞ.

પ્રથમ એક એક સ્થાનના પાંચ પાંચ અક્ષર મ્હોડે કરાવવા. તે ગોખતાં બાળકને કઠણ પડશે નહિ, કારણ કે તે એક સ્થાનના અક્ષર હોવાથી પોતાની મેળે એક પછી એક મ્હોડામાંથી નિકળતા આવશે; એ પ્રમાણે પ્રથમ ક વર્ગ, પછી ચ વર્ગ, પછી ટ વર્ગ, ત વર્ગ, પ વર્ગ; એ પ્રમાણે પાંચ સ્થાનના પાંચે વર્ગ શીખવી

રહ્યા કેડે ય, ર, લ, વ, સાથે ગોખાવવા; પછી શ, ષ, સ સાથે ગોખાવવા; પછી હ, ળ, એ બે અક્ષર સાથે ગોખાવવા; અને છેવટે ક્ષ, જ્ઞ. દરેક વર્ગ આવડી ગયા પછી પાછલો શીખેલો વર્ગ પણ બોલતાં જવું; ત્રીજો થયો કે ત્રણે સાથે બોલાવવા, એ પ્રમાણે અંતે બધાય એક સાથે બોલતાં આવડે તેમ શિખવવાં. વ્યંજન સર્વે ક્રમમાં બોલતાં આવડય એટલે તે જ ક્રમમાં વાંચતાં તે જ પ્રમાણે શિખવવાં.

વ્યંજન બોલતાં તથા વાંચતાં આવડયા એટલે સ્વર નીચેના ક્રમ પ્રમાણે પ્રથમ બોલતાં તથા પછી વાંચતાં શિખવવા. બોલતાં શિખવતી વખતે જોડી જોડી ( બબે સ્વર ) સાથે બોલાવવા; એટલે સ્હેલથી ગોખાશે, એટલું જ નહિ, પણ તે દરેક જોડીના સ્વરનો પોતપોતામાં શો સંબંધ છે તે આગળ જતાં શીખવા માંડશે તે વારે તેના લક્ષમાં આવશે.

સ્વર—અ, આ; ઇ, ઈ; ઉ, ઊ; ઋ, ૠ; ઌ, ૡ; એ, ઐ, ઓ, ઔ; અં, અઃ.

• વ્યંજન સાથે છેવટ ક્ષ અને જ્ઞ મૂકેલા છે, તે ખરૂં જોતાં જોડાક્ષર છે; માટે તે તથા સ્વર માંહેલા ઋ, ૠ, અને ઌ, ૡ, એ હાલ તુરત બાળકને બોલતાં કદાચ ન આવડે. તો હમણાં રહેવા દેવા અને બાકીના શિખવીને બારાખડીની શરૂઆત કરવી. દરેક વ્યંજનની બારાખડી મ્હોડે કરાવીને તે ક્રમમાં બોલતાં આવડે તેમ ગોખાવી હોય તો વધારે સારૂં. ઘણું કરીને એક વ્યંજનની બારાખડી શીખ્યા પછી બીજાઓની પોતાની મેળે જ બાળકને બોલતાં આવડશે; પણ તેને ક્રમમાં બોલતાં આવડે માટે બધાય વ્યંજનની બારાખડી શિખવવાની જરૂર છે.

બારાખડી બોલતાં તથા વાંચતાં આવડયા પછી બાળકને ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, ૯, ૧૦, એ પ્રમાણે એકથી દશ સુધી આંકડા બોલતાં તથા વાંચતાં શિખવવા.

આ બધું પ્રથમ બોલતાં તથા વાંચતાં સારી પેઠે આવડયા પછી જ લખતાં શિખવવાની તજવીજ

કરવી. લખતાં શિખવતી વખતે ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. ધીમે ધીમે પણ ઠરેલ અક્ષર થાય તેમ શિખવવું. ઘણું કરીને લખતાં શિખવવાની એવી પદ્ધતિ રાખવી કે પાંચ પાંચ અક્ષર સારા મજાના મોટા લખી આપવા અને તે ઉપર લખવાનું કહેવું; તે કેટલાક દિવસ સુધી ઘુંટાવવા, ને પછી તે પોતાની મેળે લખતાં આવડે છે કે નહિ તે તપાસવું. તેટલા અક્ષર પોતાની મેળે લખતાં આવડયા એટલે બીજા પાંચ લખી આપવા ને તે ઉપર ઘુંટવાનું કહેવું. દરેક અક્ષર ઉપર બાળક લખતું જાય અને તેનું નામ પણ સાથે બોલતું જાય, એમ તેને કહી મૂકવું—એટલે તેના મ્હોડામાંથી જે ઉચ્ચાર નિકળતો જશે તે જ અક્ષર તે જ વખતે તે લખતું જશે. એ પ્રમાણે એક જ અક્ષરના નામ ઉચ્ચારણની તથા લખવાની ક્રિયા સાથે થવાથી આ તે ફલાણો જ અક્ષર, અને તે આમ જ લખાય છે, એ તેના મગજમાં બરાબર ઠસશે.

એવી રીતે સર્વે મૂળાક્ષર લખતાં આવડયા પછી

આખી બારાખડી એક કે બે વાર લખાવી જવી. અને પછી પરીક્ષાને માટે પ્રથમ વાંચતાં શિખવેલા એકાક્ષરી તથા દ્વયક્ષરી શબ્દોમાંથી લખાવી જોવા. કેટલાક દિવસ સુધી આ શબ્દોમાંથી લખવાનો મ્હાવરો રખાવવો અને પછી તે શબ્દોનાં વાકયો પણ લખાવી જોવાં. આ ઠેકાણે જે કંઇ બાળકને લખતાં ન આવડે તે પોતે લખી બતાવવું; અને પાછું તે તેની પાસેથી લખાવવું.

આટલું શીખ્યા પછી બારાખડીમાં આવતાં સ્વરચિન્હ–કાનો અજ્જૂ વગેરેનાં નામ શિખવવાં. અને તે આ પ્રમાણે જરા રાગ કહાડીને બોલતાં શિખવવાં–કને કંઇ નહિ ક; કને કાનો કા; કને હ્રસ્વ ઇ કિ; કને દીર્ઘ ઈ કી; કને હ્રસ્વ ઉ કુ; કને દીર્ઘ ઊ કૂ; કને એક માત્ર કે; કને બે માત્ર કૈ; કને કાનો માત્ર કો; કને કાનો બે માત્ર કૌ; કને માથે મીંડું કં; કને વિસર્ગ કઃ એ પ્રમાણે બધાંએ પદ લખતાં લખતાં બોલાવી જવાં, એટલે બાળક લખતું જાય ને ઉપર

પ્રમાણે બોલતું જાય. એવી રીતે એક આવૃત્તિ ફરીથી બારાખડીની કરાવવી. એટલે આ ઠેકાણે બાળકને ગમે તે નામ કે શબ્દ સાદા અક્ષરોનાં (જોડાક્ષર વગરનાં) હશે તે લખતાં તથા વાંચતાં આવડશે.

આ બધું શિક્ષણ ચાલતી વખતે શાણી કેળવાયલી માતાને ફરીથી યાદ કરી આપવાની જરૂર નથી, કે તેણે પોતાના બાળકની રીતભાત અને વર્ત્તણુક ઉપર નિરંતર નજર રાખવી જોઇએ, અને પોતે પણ ઘણા જ પ્યારના અને સલુકાઈના શબ્દોવડે તેને શિક્ષણ આપવું. કદી પણ કંટાળો ખાવો નહિ કે ન આવડે તો ચીઢાઇ જવું નહિ. કદાચ શીખતાં શીખતાં બાળકનું ધ્યાન રમતમાં ગયું તો તેમાંથી ખસેડીને શીખવાની ફરજ પાડવી નહિ; પણ ફરીથી બીજો પ્રસંગ શિખવવાનો હાથ કરી લેવો. શિખવવામાં અધીરાં થઈ ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. પ્રથમ જેમ સૂચનાઓ કરેલી છે, તે પ્રમાણે જ જો માતા બરાબર ચાલશે, તો તેની પાસે પોતાના બાળકને નિરાંતે

'આટલું શિક્ષણ આપવાને ઘણો વખત છે. થોડું થોડું શિખવતાં છતાં આટલું શિક્ષણ પૂરું કરતાં પણ કંઈક વખત બચશે. ઘણું કરીને છઠ્ઠા વર્ષની શરૂઆતમાં જ આટલું પૂરું કરી દેવાશે, કે પછી ઘણું તો સાડાપાંચ વર્ષે પૂરું થાય. કદાચ બાળકને શીતળા આદિ બીજા દુષ્ટ મંદવાડ નડવાથી કે બીજા કોઈ એવા જ કારણથી વધારે વખત લાગે, તો તેને માટે દેવાધીન વાત સમજી ધીરજ પકડવી, અને તેનો બદલો છોકરાં આગળ જતાં હુશિયાર નિવડશે તો વાળી આપશે.

આટલા શિક્ષણ પછી બાળકની શાળાકેળવણીનો પ્રારંભ કરાવવામાં કંઇ હરકત નથી. પણ કદાચ કોઇ માતા પોતાના બાળકને વધારે લાડકું સમજી હજી થોડુંક વધારે શિક્ષણ પોતાને હાથે જ આપવા ચહાતી હોય તો તેને માટે થોડીક વધારે સુગમતાની સૂચના નીચે પ્રમાણે આપું છું:—

ઉપર સૂચવ્યું તેટલું શિક્ષણ તદ્દન પકકું થયા પછી થોડાએક સ્હેલા (જેમાં બન્ને અક્ષરના રૂપ

વર્ત્તાતા હોય એવા ) જોડાક્ષરવાળા શબ્દો લખી બતાવવા ને તે વાંચતાં તેમ જ લખતાં શિખવવા. આવા શબ્દોનો પણ એક ન્હાનો સરખો સંગ્રહ, મેં પાછળ કહેલી પ્રારંભ પોથીની સાથે એકાક્ષરી તથા દ્વયક્ષરી શબ્દોના સંગ્રહ સાથે આપવા ધારૂં છું; જેથી માતાને પોતાના બાળકને તેવા શબ્દો શિખવવામાં પણ કેટલીક મદદ થશે. આની સાથે આંક પણ એકડે એકથી શરૂ કર્યા હોય તો સારૂં; પણ ધીમે ધીમે શિખવવા.

ઉપર જે "પ્રારંભ પોથી" પાછળથી તૈયાર કરી મોકલવાનું મેં લખ્યું છે, તે નવી ઢપથી રચવાનો મારો વિચાર છે; એટલે હાલ કેટલીક તરેહની અંગ્રેજી પ્રારંભ પોથીઓ મેં જોઈ છે, તેમાં બાળકોને શિખવવાની ઘણી જ સુગમ રીતિની ગોઠવણ કરેલી છે, તે જ પ્રમાણે ગુજરાતી ભાષામાં બની શકે એવી રચનાથી તૈયાર કરવાનો મારો વિચાર છે, માટે તે ફુરસદે પાછળથી મોકલવા ધારૂં છું.

જે માતાને પોતાના બાળકને સંસ્કૃત ભાષાનું

જ્ઞાન આગળ જતાં થાય એવી રૂચી હોય તેણે અત્યારથી જ બાળબોધ લિપિની શરૂઆત કરાવવી. તેમાં દ્વિજ વર્ગે અને તેમાં પણ બ્રાહ્મણે તો જરૂર બાળબોધ લિપિ આ વખતે શિખવવી. અને ઉપનયન સંસ્કારની તૈયારી માટે ગાયત્રી મંત્ર પણ શિખવી દેવું જોઇએ છે. માતાના ગૃહશિક્ષણ રૂપી ઉદરમાં પોષાઈ આર્યો ઉપનયન સંસ્કારથી દ્વિજ (બીજી વાર જન્મેલાના) પદને પામે છે. આ નીચેના દોહરાનો અર્થ પણ એ જ જન્મમાં બરાબર ઘટે છે કે,—

"જનની જણ તો હરિભગત કાં દાતા કાં શૂર,
નહિ તો રહિયે વાંઝણી, નહિ ગુમાવે નૂર."

એ પ્રમાણે બાળકની કેળવણીની પહેલી નિશાળ જે ઘર, તેનું શિક્ષણ એટલે "ગૃહશિક્ષણ" પૂરૂં થાય છે; અને તેની બીજી નિશાળ જે શાળા તેના શિક્ષણની શરૂઆત થાય છે. દુનિયાની પાઠશાળામાં અથવા અનુભવની મ્હોટી શાળામાં દાખલ થવા પહેલાં દરેક બાળકનો આ પહેલી બે નિશાળોનો શિક્ષણરૂપી

પાયો મક્કમ અને ઉત્તમ થવાની ઘણી જરૂર છે, એ હું પ્રથમ પણ વારંવાર કહી ગયો છું. માટે જે માબાપો પોતાનાં બાળકો દુનિયામાં ફતેહમંદ નિવડે એવું ઇચ્છતાં હોય, જે માતાઓએ પોતાના બાળકના આશિર્વાદ પૂરેપૂરા પ્રાપ્ત કરવા હોય, એટલું જ નહિ, પણ પોતાના સુશિક્ષિત બાળકરૂપી રત્ન સંસારને સમર્પી, તેમની સાથે પોતાનાં નામ પણ જગતમાં દેદીપ્યમાન કરી, પોતાના ઉપરની ફરજમાંથી મુક્ત થવાની ઇચ્છા હોય, તેઓએ પોતાના બાળકને **સુનીતિયુક્ત ગૃહશિક્ષણ** આપવામાં કિંચિત્ માત્ર પણ પછાત પડવું નહિ એવી મારી તેમના પ્રત્યે બેઉ કર જોડી પ્રાર્થના છે. અને છેવટ જગન્નિયંતા પરમ કૃપાળુ પરમેશ્વર પ્રત્યે મારી એ પ્રાર્થના છે, કે સર્વે માતાઓ પોતાનું ઉત્તમ કર્ત્તવ્ય,—ગૃહકાર્ય અને ગૃહશિક્ષણ એ પરિપૂર્ણ રીતે પાર પાડવામાં, તેઓ પોતે સુશિક્ષિત થઇ પોતાની ઉત્તમ કેળવણીનો ઉપયોગ કરવાને સંપૂર્ણ રીતે શક્તિમાન થઇ ઉદ્યુત

થાય, એવી તેમના મનમાં પ્રેરણા કર; કે જેથી મનુષ્ય માત્રની, તેમના દેશની, અને દુનિયાની ઉન્નતિ થઇ આખું જનમંડળ તારા નિશ્ચળ નિયમોને સમજી-અનુભવી નિરંતર આનંદમાં તારા ગુણનું ગાન કરતું પરલોકમાં ઉત્તમ પદને પ્રાપ્ત થાય. તથાસ્તુ !

પ્રાણપ્રિય પત્ની ! આ ઉપર પ્રમાણેની મારી બન્ને પ્રાર્થનાઓમાં તમો સામેલ રહેશો એવી આશા સહિત આ મારા છેલ્લા પત્રની સાથે " સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ,–ગૃહકાર્ય અને ગૃહશિક્ષણ તથા બાળ-શિક્ષણવિધિ " એ મારા વિષયની સમાપ્તિ કરૂં છું.

લિ. તમારો સદા શુભચિંતક સૌભાગ્યશોભન
**પુરુષોત્તમ નારાયણજીની આશીષ.**



# સ્ત્રીઓને વાંચવા યોગ્ય પુસ્તકો.

| | |
|---|---|
| સતીમંડળ ભાગ ૧–૨ દરેક ભાગની કીં. | ૨–૮–૦ |
| સ્ત્રીઓને સન્દેશ ... ... ... | ૧–૮–૦ |
| સ્ત્રીકેળવણીનો ખરો ઉપયોગ ... ... | ૧–૦–૦ |
| બાળસંરક્ષણ–બાળઉછેર ... ... | ૦–૮–૦ |
| સત્યભામા ( પાંચ અંકી સચિત્ર નાટક ) ... | ૧–૮–૦ |
| રાસમન્દિર ... ... ... ... | ૦–૮–૦ |
| નવનારી ... ... ... ... | ૧–૪–૦ |
| સુશિક્ષિત સ્ત્રી અથવા ગૃહકેળવણીનો આદર્શ. (છપાય છે.) | |
| ચક્રવર્તી અશોક ( નવલકથા ) ... ... | ૨–૦–૦ |
| ચંદા–રાજસ્થાનની વીરરમણી ... ... | ૧–૮–૦ |
| સ્વર્ગની સામગ્રી યાને વિચાર તેવું વર્તન. | ૦–૮–૦ |
| તત્ત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી ... | ૨–૮–૦ |
| કુળભૂષણ મહિલા ... ... ... | ૧–૦–૦ |

મળવાનું ઠેકાણું,

**જીવનલાલ અમરશી મહેતા.**

પીરમશા રોડ—અમદાવાદ.

